

લીફલેટ નં. ૧

## શુદ્ધીના સડા ઉપર

# સતપંથનો પ્રકાશ.

સંયોજક,

**પીરજાદા-શહાબુદ્દીન, હુસેનઅલી**

રેના- દરબાર વાયા મીયાગામ-બરોડા સ્ટેટ.

આવૃત્તિ ૧ પ્રત ૫૦૦

હી સ ૧૩૪૨ ઈ સ ૧૯૨૪

સુરત, ખાનપુરી ભાગોળ, આઝાદ ગાળામાં આવેલા શ્રી "મજલીસ વજય" પ્રેસમાં હરગોવનદાસ દરકીશનદાસે છાપ્યું.

મૂલ્ય—અમૂલ્ય

# પ્રસ્તાવના.

ઇ૦ સ૦ ૧૯૧૧ થી. કેટલાએક આર્ય સમાજના આગેવાન હોવાનો દાવો કરનારા અર્થાત દંભ ભરનારાઓ તરફથી આર્ય પ્રકાશ પેપરદ્વારા પ્રસંગોપાત સતપંથ ધર્મ અને તેના નેતાઓપર ખોટા હુમલાઓ થતા રહ્યા છે. એવા હુમલાઓનો વિશેસ રાફડો ઇ૦ સ૦ ૧૯૧૪ માં ઉભરી નીકળ્યો હતો. અને પીરાણા પંથના સેવક હોવાના ખોટા નામે કેટલીએક પત્રિકાઓ હિન્દુ મુસ્લીમ કોમમાં અથડામણ અને દ્વેસ બુધ્ધી ઉત્પન્ન થાય એવા નિચ હેતુથી મુંબઇ ઇલાકામાં છુટથી વહેંચવામાં આવી હતી. એ પત્રિકાઓ દ્વારા પીરાણા પંથના નામ સાથે તદ્દન કપોલ કાલ્પિત વાતો જોડી કાઢી છચોક બદનક્ષી કરવામાં આવી હતી. તેના જવાબો તેજ વખતે જાણીતા લેખક મી. એદલજી ધનજી કાબા અમરેલીવાલા તરફથી આપવામાં આવત આર્ય સમાજના વાજીંત્ર આર્ય પ્રકાશના હોંજા ઢીલા થઇ ગયા હતા. અને તેણે પીરાણા પંથ વિરૂધ્ધ લખવાનું બંધ કર્યું હતું; નામદાર આગાખાન અને તેમના અનુયાયીઓ તરફ પણ એવાજ નાપસંદ બોહતાનો જોડી કાઢવામાં આવ્યા હતા. જેનો સચોટ જવાબ ઇસ્માઇલી લેખકો તરફથી મળતાં એ ચર્ચાનો અંત આવ્યો હતો. અને આર્ય સમાજની હિલચાલ નરમ પડી ગઇ હતી.

હાલ માલવીયાજી આગેવાન થયા અને શ્રધ્ધાનંદજીએ શુધ્ધી અને સંગઠ્ઠનનું બીડું ઝડપ્યું એ સાંભળી કેટલાએક આર્ય સમાજીષ્ટ ભાઇઓના મોઢામાં પાણી છુટવા લાગ્યું અને તેમણે વિચાર કર્યો કે મલકાના રજપુતોની માફક પાંચ છ લાખ સતપંથી હિંદુઓને સુદ્ધ કરી આર્ય સમાજમાં વધારો કરી લઇશું જેથી હાલ ઇ૦ સ૦ ૧૯૨૩થી પુનઃ સતપંથ અને તેનો પ્રવર્તાવનારા નેતાઓ ઉપર હુમલાઓ કરવા. અને તેમના નામે જુઠા આક્ષેપો જોડી કાઢવા કેટલાએક ભાડુતી લેખકો ઉભા કરેલા દ્રષ્ટી ગોચર થાય છે. તેઓ પીરાણા પંથના સેવક હોવાના જુઠા નામના ઓથા તળે કોઇ આર્ય સમાજીષ્ટે લખી આપેલા તદ્દન કપોલ કાલ્પિત ગપાષ્ટકના ગોળાઓ સતપંથ તરફ ફેંકી રહ્યા છે. તેવા વિરોધીઓની ઝાટકણી કાઢતાં પહેલાં જણાવી દેવું જોઇએ કે તેઓના પગ કેટલા ખરડાયલા છે, તેનો વિચાર પ્રથમ તેમણે પોતેજ કરી લેવો

જોઇએ. હમો દાવાની સાથે તે ભાઇઓને જણાવવા માંગીએ છીએ કે. સતપંથના નિયમો તદન અબાધિત અને દિવ્ય સત્ય ઉપર રચાયલા છે. અને તેનો મુકાબલો આર્ય સમાજના નિયમો જોડે કરતાં ઘણા ચઢી ચાતા તે નિવડશે એમ હમો ડંકાની ચોટે તેમને જણાવનાં મગરૂર થઇએ છીએ; સતપંથના તમામ આગેવાનોને હમો અપીલ કરવાની જરૂર જોઇએ છીએ કે તેમણે અંદર અંદરના દ્વેસ અને મત ભેદને તીલાંજલી આપી તમામ સતપંથીઓનું હિત વિચારી તેમનું રક્ષણ કરવું જોઇએ; નહિ તો આપણી ગફલતનો લાભ લઇ. વડોદરાવાલા પંડીત આત્મારામ જેવા કેટલાક આર્ય સમાજના ઉપદેશકો સતપંથી બંધુઓ ઉપર પોતાની જાળ નાંખી તેમને સીકાર બનાવી ન જાય તે માટે સાવધ રહેવાની ખાસ જરૂર છે. અને તેટલા ખાતરજ હમો સતપંથ વિરૂધ્ધ પ્રગટ થતી બાબતો જાણુમાં આવતા તે બાબધી પત્રગોપાત-નાના લીફલેટો પ્રસિદ્ધ કરી જવાબ આપી સતપંથ અને તેના અનુયાયીઓનું રક્ષણ કરવા ધારીએ છીએ અને તેનો આ પહેલો હપ્તો હમારા સતપંથી બંધુઓના કરકમળામાં સમર્પીએ છીએ

આર્ય સમાજના ઉપદેશકોને હમો નમ્રતાપૂર્વક સલાહ આપીએ છીએ કે તમો તમારામાં રહેલી સચ્ચાઇદ્વારા તમારા સિધ્ધાંતો લોકો આગળ મૂકો તો તેમાં હમને જરાપણ બાધ નથી ધર્મનો સ્વિકાર કરવો એ દરેક વ્યકિતના અંતઃકરણની બાબત છે તેના અંદર દાબદબાણ ખોટી લાલચો અને રાજય સત્તાનું બળ ભેળાવવુ ન જોઇએ સતપંથના માટે જે ખોટી ટીકાઓ થયેલી હમો જોઇએ છીએ ત્યારે હમને ખાત્રી થાય છે કે આર્ય-સમાજના ઉપદેશકો પોતાની મતલબ સાધવાની ખાતર સત્યતાથી કેટલા ખસી કામ કરે છે. જો એવીજ રીતે તેઓ કામ લેશે તો તેમની ફતેહ ભવિષ્યમાં "ભયકર પરાજયના રૂપમાં ફેરવાઇ તેમના સામે ઉભી થશે" સતપંથને લાગતું વળગતું પણ ન હોય તેવી બાબતો પંથના નામે જાહેર કરી લોકલાગણી ઉશકેરવા જે મીથ્યા દોડધામ અને તજવીજો થાય છે તે વ્યાજબી નથી. અને તેથી આર્યસમાજની કિર્તી વધવાને બદલે દિન પ્રતિદીન કમી થઇ ખડખડ પાંચમ જેવિ સ્થિતી થઇ પડે. તેનો હમને ભય રહે છે.

આ લઘુ લેખને પ્રસ્તાવનાની જરૂર તો નજ હોય, કિંતુ કેટલોક આવસ્યકિય ખુલાશો જરૂરનો જણાયાથી અત્રેજ તેને સ્થાન આપી વાંચક ? હાલ તો હું અત્રેજ વિરમીશ. સતપંથનો અદના સેવક, કર્ત્તા.

૭૮૬



## પ્રકરણ ૧ લું.

# શુદ્ધિના સડા ઉપર સતપંથનો પ્રકાશ.

**મહેરબાન ભારત ભૂષણના અધિપતી મહાશય,**

જણાવવાની રજા લઉં છું; કે આપના તા૦ ૨૪-૪-૨૪ના અંકના ત્રીજા કોલમમાં ઘાટ કોપર ખાતે ત્રીજી કચ્છ કડવા પાટીદાર પરિષ ના. છાપેલા એહવાલમાં **પીરાણા પંથના** બનાવટી નામ નીચે **સતપંથના** અનુયાયીઓ ઉપર ખોટા આક્ષેપો મૂકી મનસ્વી પણે મનુષ્યને ન છાજતા જે ગલીચ હુમલાઓ કરવામાં આવ્યા છે તે સબંધી કેટલીએક ચોખવટ મારી માન્યતાનુસાર આપના ચક્ષુઓ સમક્ષ મૂકવા દેશો? જેથી મને આશા છે કે આપ કંઈક સ્પષ્ટ જોઈ શકશો.

સતપંથના પવિત્ર નિયમો તદ્દન અબાધિત સત્ય ઉપર રચાયલા છે અને તેને કોઈ પણ ધર્મ કે જાતીનો માણસ પોતાના ધર્મમાં કાયમ રહી પાળી શકે છે. સતપંથનું સેવન જમાનાઓથી દરેક કોમના માણસો કર્યા જાય છે જ્યાં શુધ્ધ ક્રિયા; ચોકિખ માન્યતા, અને સદાચારનું સામ્રાજ્ય જામેલું હોય જ્યાં એકયતા અને બંધુ ભાવનાના દ્રઢ બંધનો પ્રસરેલાં હોય, ત્યાં વટાળની તો ગંધ પણ ટકી શકે નહિ. હિંદુસ્તાનમાં વસ્તી જુદી જુદી કોમને એકત્ર કરી બંધુતા સ્થાપન કરવામાં જો કોઈ પણ પંથ ફતેહમંદ નિવડ્યો હોય તો ફક્ત આ "સતપંથ"જ છે.

આજે આઠસો વર્ષ થયાં એમાં જુદી જુદી કોમના અનુયાયિઓ હળી મળીને રહેલા હોવાની ઇતિહાસ સાક્ષી આપે છે. (કદી ઇતિહાસ; વાંચ્યો છે; અધિપતી રાજ ?) જ્યારે, ભારત-ભૂષણ પોતાને મહાત્માના ચુસ્ત અનુયાયી હોવાનો દાવો કરે છે; ત્યારે આ ઇર્ષાગ્ની કેવો ? જ્યારે સ્વરાજયના પંથે હિંદ આગળ વિચરશે. જ્યારે મહાત્માના વિચારો પૂર્ણ અમલમાં મૂકાશે! ત્યારે ભવિસ્યમાં એક પ્રસંગ એવો આવશે કે હિંદુસ્તાનના હિંદુ મુસ્લીમ લીડરોને એક પ્રજાકિય કરાર ઘડવો પડશે ત્યારેજ સતપંથની શીલસુરી ભર્યા શિક્ષણનો ખ્યાલ જન સમાજને ઉત્પન્ન થયા વગર રેહશે નહિ.

જેઓને પોતાના સનાતન ધર્મનું ભાન છે. અને તેનુંજ નિરંતર જે સેવન કરે છે. તેમના માટે ઇધર તીધર છાપી સનાતન ધર્મના ઓથા હેઠળ આર્ય સમાજી બનાવવા કેટલાએક સ્વાર્થિ સાધુઓ હાલ ઉભરાઇ નિકળેલા જણાય છે. મી. સનજી ગણાત્રા અને બીજા કેટલાએક વિદ્વાનો જેમનું નામ નીશાન લખવામાં કોતાહી કરેલી માલમ પડે છે. મી. ગણાત્રા કે જેમનું નામ ખાસ કરી લેખકે આગળ ધર્યું છે તેઓ સનાતન ધર્મના અનુયાયી છે એમ પણ બતાવવામાં આવ્યું છે. અમો જાણીએ છીએ ત્યાં સુધી **મી.** ગણાત્રા આર્ય સમાજના અગ્રેસર તરીકે આગળ પણ ઘણી વખત પ્રકાશમાં આવેલા છે. જો મી. ગણાત્રા સનાતની હોય તો અમો પણ તેમના જેવા વિદ્વાનની સાથે સનાતન ધર્મ ઉપર કંઇ વાત ચીત કરી જ્ઞાનની આપલે કરવા ખુશી છીએ આર્ય સમાજ અને સનાતન ધર્મની માન્યતામાં જે જમીન અને આકાશ જેટલો અંતર હસ્તી ધરાવે છે. એ જગ જાહેર છે. છતાં મી. ગણાત્રા સનાતની હોઇ આર્ય સમાજને ટેકો આપવા ઇચ્છતા હોય તો તેથી સતપંથના અનુયાયીઓને કંઇ ગભરાવવા કારણ નથી. કેમકે તેઓ સતપંથને હાની કરવા જે પ્રયત્ન કરે છે. તેનાથી બમણી હાની તેઓ પોતાના સનાતન ધર્મને પહોંચાડશો.

અધિપતીજી—આપ લખો છો કે

"વકતાઓએ પોતાની જબાન દરાજીના બાણોથી. એટલું તો વિંધી નાખ્યું." મહેરબાની કરી જણાવશો કે. "જબાન દરાજ" શબ્દ કઇ ભાષાનો છે; અને આ શબ્દ કેવા પ્રકારના માણસ માટે વાપરવામાં

આવે છે. પણ તમને ભાષાનું ભાન ન હોવાને સબબે તમો વાનર નકલ કરવા શીખ્યા છો. જરા શાંભળો! "જબાન દરાજ" શબ્દ ઉર્દુ ભાષાનો હોઇ તે એવા માણસને માટે ઇસ્લામીઓ વાપરે છે. કે જે માણસના બોલવામાં બધ નહી હોય અને જે સારાસારનો વિચાર ન કરતો હોય અસત્ય વાતોમાં એકકો હોય એવા માણસને સામાન્ય રીતે ઇસ્લામીઓ 'જબાન દરાજ તરીકે ઓળખાવે છે. તમોએ ઉકત પંડિતો માટે એ શબ્દની સંજ્ઞા લગાડી પંડિતોના ઉંચા બોધને પણ ઉતારી પાડવા કોશીશ કરી છે. 'જબાન દરાજ' કઇ ઉંચો ભાવ પ્રગટ કરનાર જુમલો છે. એમ તમને ભાષ થયેલો અમને લાગે છે. માટે નકામી ધાર્મીક તકરારમાં ઉતરવા પહેલાં તમારે તમારા લખાણની ઇસ્લાહ કરાવી શુધ્ધિ કરવવી જોઇએ.

હવે આગળ પણ આપ અકકલપર એરંડીયુ રેડો છો કે.

"ભાન ભૂલા ભાઇઓને સમજાવવા પ્રતિજ્ઞા લીધી"

આપની જાણ બ્હારતો નહિજ હોય કે લાખો સતપંથીઓ જુદી જુદી કોમના ઘણા વિદ્વાન અને બાહોશ જેમાંના કેટલાક સરકાર દરબારમાં આગેવાની ભર્યા ભાગ લે ારાઓ વેપાર રોજગારમાં કરોડાધીપતિઓ. વિગેરે. વિગેરે. ભાન ભૂલા કેવિ રીતના હોઇ શકે તે જરા ઉંડાણથી સમજાવ્યું હોત તો તમારા લખાણની સમાલોચના કરવાનું ઠીક થઇ પડત પણ તમને તો હાલ એવી લાલચે ઘેરી લીધા છે કે! હિંદુસ્તાનમાં વસ્તી તમામ કોમના લોકોને સંગઠન અને શુધ્ધિના 'મા'ના હેઠળ આર્ય સમાજી બનાવવા છે. અને તેમ કરી બીજા ધર્મનું નિકંદન કાઢવું છે. અફસોસ! આવું ધર્માંધ પણું હિંદુ મુસ્લીમ ઐકયતામાં કેવુ વિપરેડશે તે પ્રત્યે બીલ્કુલ વિચાર કરવામાં આવતો નથી. ધર્મની મતફેરી યુગોથી ચાલી આવે છે જયારે એક પક્ષ મજબુત થાય છે, ત્યારે તે બીજા પક્ષને તોડી પાડી પોતામાં ભેળી દેવા કોશીસ કરે છે. અને ત્યારથીજ તે મજબુત પક્ષની પડતાનુ પગરણ મંડાય છે. અને જે કમજોર પક્ષ છે તે સંગીન બને જાય છે. એ સિધ્ધાંત નિર્વીવાદ છે. હાલ ચોમેર ચગોર ચસ્મ દોડાવતાં આર્ય સમાજી ભાઇઓએ પોતાનું સુકાન એ દિશા પ્રત્યે ફેરવ્યું છે. એમ મારેસખેદ જણાવવાની જરૂર પડે છે.

હવે આગળ વધતાં તમો પુનઃ શ્રી પુરાંત રહેલો અકકલનો ઇસ્કોતરો ખોલો છો કે "હિંદુ થઇ મુડદાંને દફનાવવાની રૂઢી દુર કરવા માગીએ છીએ"

અધિપતીજી હું જાણવા માગું છું કે હિંદુઓમાં જે નાના બાળકો પરલોક સીધારે છે. તેમને નહિ બાળતાં કેમ દાટવામાં આવે છે. વળી જે મોટા સન્યાસીઓ (સ્વામી દયાનંદ) તથા અન્ય હિંદુ મહાત્માઓને બાળવાને બદલે કેમ "દફનાવવામાં" આવે છે? વેદોમાં દફનાવવા જે આજ્ઞા છે. તે પ્રત્યે જો સ્હેજ લક્ષ દોડાવ્યું હોત તો મને ખાત્રી છે કે ઘાટ કોપરમાં આવો ભાંગરો વાટવામાં આવત નહિ. વળી ઘાટ કોપર ખાતે વકતાઓએ પોતાની વાકય ચાતુરી વાપરતાં કહ્યું છે કે "પરધર્મ પાળી પોતાના સ્વધર્મને ભૂલી જવાના પાપનું નિકંદન કહાડવા માટે પગલાં ભરવાં."

શ્રીયુત અધિપતીજી! આપ પરધર્મ અને સ્વધર્મની શું વ્યાખ્યા કરો છો. તે ઉપરના લખાણથી સમજી સકાતું નથી. ધર્મ ઇશ્વરના માર્ગમાં આગળ વધવા શિક્ષણ આપે છે. તો પછી ધર્મ બીજાનો અને આપણો જુદો કેમ સંભવે? ખરૂ જોતાં તો ભારતના કાળા ભાગ્યાકાશનું કારણ તો ધાર્મીક દ્વેષજ છે. આ નાશકારિણી ભીન્નતા અને કોમ કોમ વચ્ચે વિક્ષેપ કરનારી બાજી જ્યાં સુધી રમવામાં આવશે ત્યાં સુધી તમો પોતેજ તમારા દેશના બેવફા છો એમ કહેવામાં કશી અડચણ નથી.

જ્યાં એક પક્ષ બીજા પક્ષને દબાવવા માગતો હોય અને બાળાત્કારે ધર્મ છોડાવવાના કાવત્રાં રચાતા હોય અને જેના માટે જાહેર તેમજ છુપું દબાણ થતું હોય. લાગવળગનો ઉપયોગ થતો હોય તે પ્રજા સ્વરાજ્ય મળ્યા પછી પણ સ્વરાજ્યને કેવી રીતે ટકાવી શકશે એ એક મહત્વનો સવાલ થઇ પડે છે. નાની કોમોના રક્ષણ માટે જો આવાજ ઇલાજોથી કામ લેવામાં આવે તો બીજા સો વર્ષ જતાં પણ ભારતમાં સ્વરાજ્ય એ આશા આકાશ કુસુમ વત્ છે.

ભલા અધિપતી! તમોએ તમારા પેપરના ફેલાવા અર્થે હાલ કેટલાએક વખતથી કોમ કોમમાં અથડાવી મારવાની જે નીચ પોલીસી અખ્ત્યાર કરી છે એ મહાપાપ છે. જો તમારે પેપરની ઘરાકી વધારવી હોય અને તમારી કિર્તીનો ડંકો વગાડવો હોય તો સત્ય અને પ્રમાણીકતા તમારા સ્વધર્મમાં રહીને મેળવી શકો એમ છે. અને તેજ ખરી કિર્તી અને લોકસેવા છે. બાકી ગાળો ભાંડવી બકબકારો

કરવો અસત્ય લખવું એ સુંદર લેખીનીનો દુરૂપયોગ કરવા બરાબર છે.

અધિપતીજી અમોએ જ્યાં સુધી સનાતન ધર્મનો અભ્યાસ કર્યો છે. અને તેના વિભાગો પર વિચાર કર્યા છે. તો તે આધારે તમને જણાવીશું કે સનાતન ધર્મ દિવ્ય સત્યનો ઉપાસક છે. તે પોતામાં જે જુવે છે તે બીજા ધર્મોમાં અને પંથોમાં પણ જુવે છે. એ માટે લંબાણ પીંજણ ન કરતાં સ્વામી વિવેકાનંદ આદિ પંડિતોના વિચારો સંબંધી એક બે દાખલા ટપકાવી અંત્રેજ વિરમીશ તો આપ અયોગ્ય તો નહીજ ગણો ! એવિ આશા છે.

(૧) બીજા કોઇનો બીજા કોઇ ધર્મ ગ્રંથમાં તારી પેઠે દૃઢ વિશ્વાસ હોય તેને તેજ માર્ગે જવા દેજે છેવટે તું જોઇશ કે તું અને તે એકજ જગ્યાએ પહોંચશો... ... ... ...(સ્વામી વિવેકાનંદ)

(૨) અમો માનીએ છીએ કે સર્વે ધર્મોમાં સત્યનું બીજ રહેલું છે. અને હિંદુ તે સર્વને નમસ્કાર કરે છે. આ જગતમાં સત્ય કઇ બાદ બાકીમાંથી પ્રાપ્ત થતું નથી. પરંતુ સરવાળામાંજ પ્રાપ્ત થાય છે અમે સમસ્ત ભીન્ન ભીન્ન ધર્મોમાં રહેલાં સુદરમાં સુંદર પુષ્પોની માળા તે મહાન રહેમી બાપ્રુને સમર્પણ કરીએ છીએ...(સ્વામી વિવેકાનંદ)

(૩) સમસ્ત ધર્મો પછી તેમના નામ ગમે તે હો. ભલે તે હિંદુ, બૌદ્ધ: મુસલમાન; કે ખ્રિસ્તી હો એકજ ઇશ્વર ધરાવે છે અને જે કોઇ આમાંના કોઇ ધર્મનો ઉપહાસ કરે છે તે તેના પોતાના ઇશ્વરનોજ ઉપહાસ કરે છે... ... ... ...(સ્વામી વિવેકાનદ)



## પ્રકરણ ૨ જું



# ભૂલ ભૂલામણીનું ચક્કર

યાને

## ખોટી હકીકતનો તોડ ?

ગ્રહસ્થો,

આજે મારે તમને જણાવવાની ફરજ પડે છે કે થોડાક દિવસ ઉપર આપણા તરફ "ભૂલ ભૂલામણીનું ચક્કર !" નામના મથાળાવાળી પત્રિકાઓ વહેંચવામાં આવી હતી એ પત્રિકામાં આપણને આપણો પ્રાણ કરતાં વધુ વહાલો ધર્મ છોડી એમના મન માનીતા ધર્મ તરફ દોરવા અને નામદાર શ્રીમત ગાયકવાડ સરકારની એકસંપી હિંદુ-મુસ્લીમ પ્રજામા ભયંકર વિખવાદના બીજ રોપી મુસ્લીમ પ્રજાને ઉશ્કેરવા એમનાથી બનતો પ્રયત્ન એ પત્રિકાના લેખક કરવા ચૂકયા નથી. એઓ ધર્મના ઓથા હેઠળ નાસ્તિક પણાનો બોધ આપવા બહાર આવ્યા છે, અને સાથે સાથે ઈસ્લામ અને તેમના મહાન પીરો (મહાત્માઓ)ને વગોવી ઇસ્લામના પવિત્ર રીતરીવાજો ઉપર ખોટા અને સખત હુમલા કર્યા છે.

હું એ પત્રિકાના લેખક ભાઇને બે બોલ જરૂર કહીશ, કે જેવી તમને તમારા હિંદુ ધર્મ પ્રત્યે પ્રિતી, માન, અને શ્રધ્ધા છે, તેથી હજાર દરજ્જે વધુ હમને હમારા સનાતન (સત્ય) ઈસ્લામ ધર્મ પરે પ્રિતી અને માન છે. હવે વિચાર કરી જુવો કે આજથી તેરસો વર્ષ પહેલાં જે ધર્મનો બોધ આપવાવાળા મહાન પેગમ્બર હઝરત મોહમ્મદ (સલે) આખી દુનીયામાં એકલા હતા આજે તેજ ધર્મ તમારા જેવા ઇત્રધર્મીઓના સખ્તમાં સખ્ત હુમલાઓ હોવા છતાં તે મહાન ઇસ્લામ ધર્મને માનનાર હાલ ૬૧ કરોડ ધર્મીઓ દુનીયાના તખ્તા ઉપર મોજુદ છે. એજ તેની સત્યતાની સાબીતી સિધ્ધ કરે છે. વધુમાં મોટા મોટા શહેનશાહો, રાજા મહારાજાઓ,

અમીર કે ગરીબ સર્વે ઇસ્લામની સત્યતા જાણ્યા પછી પોતાનો ધર્મ તુરત છોડી કલમએ તૈહીદનો આવાજ બુલંદ કરે છે. તમે જાણ્યું તો હરરોજ કે કાલેજ નામદાર ચીનના શહેનશાહી નબીરાએ તેમજ જર્મન શહેઝાદી જ્યોર્જ નીવડી એ ઇસ્લામ ધર્મ સ્વિકાર્યો. મોટા મોટા યુરોપના વિદ્વાનો પણ ઇસ્લામની સચ્ચાઇ અને તેના રિતી રીવાજોના કાયલ છે. તમે તમારા હૃદય ચક્ષુએ જોશો તો જરૂર તમને ઇસ્લામની સત્યતાની ખાત્રી થશે. પહાડોની ટોચો ઉપર પણ ઇસ્લામ ફેલી રહેલો છે. જુવો! ઓ ભુલા પડેલા મૂસાફર તમારી આંતરીક દ્રષ્ટીથી સમુદ્રની સપાટીપર ત્યાં પણ "અલ્લાહો અકબર"ના આવાજ ગુંજી રહયા છે. પૃથ્વિના તેહ ખાનાઓ જોશો તો તમને જણાશે કે ત્યાં પણ કલમએ તૌહીદનો આવાજ સભળાય છે.

યુરોપ કે જેને હિંદના લોકો પૃથ્વિનું સ્વર્ગ કહે છે. ત્યાં પણ એક નહિ બલકે કરોડો ઇસ્લામની સચ્ચાઇ જોઇ મોટા મોટા લોર્ડ (ઉમરાવ) લોકો નવ મુસ્લીમ બને જાય છે. અને પોકારી પોકારીને કહે છે કે ઇસ્લામ મઝહબ સાચો છે. તો પછી ચકકર મહાશય! તમે આ સત્ય મઝહબથી જોયા જાણ્યા વિના કેમ મુકત થયા?

જો તમે હિંદુ ધર્મને પુરેપુરો તપાસીને પછીજ ગ્રહણ કર્યો હોત તો ઘણુંજ સારૂં કહેવાત. તમે તમારી પત્રિકામાં જે ડગલે ને પગલે વેદના નામે ઉચ્ચાર કર્યા છે, અને તમારી અસીમ મૂર્ખતાને લઈ હઝરત પીર ઈમામુદ્દીન (રહે.) કુરે શિકન પર જે ખોટા શબ્દોથી હુમલા કર્યા છે. એથી ખરેખર તમે માનવ પશુનીજ જે હાલ ભારતને ખોટ છે, તે પૂરી પાડવા નીકળ્યા હો એમ લાગે છે.

તમે જે વેદના પડદા પાછળ સંતાઇ ગલીચ હુમલા કરો છો તેજ વેદ તમને કહેવા બહાર પડયા અને હમારા પેગમ્બર મોહંમદ (સલે.)ના જાહેર થયા પહેલાં હજારો વર્ષ અગાઉ "લાઇલાહા ઇલલલ્લાહ મોહંમદુર રસુલુલ્લાહ"નું નામ ઉચ્ચારી પોતાની પવિત્રતામાં વધારો કર્યો, હવે તેજ અથર્વ વેદ કે જેને તમો માનો છો; તેનોજ એક શ્લોક નીચે આપું છું.

**असुर संहारी णोक्र अह्लो रसुल महंमदर**
**क बरस्मल्ले अह्लो इह्लल्ले तिह्लाह्ला ॥७॥**

નોટ—બીજા ૬ શ્લોકો ઉપરનાજ ભાવાર્થવાળા છે.

હવે તે મહાન પેગમ્બર હઝરત મોહંમદ (સલ)ના નામની સત્યતાની તમને ખાત્રી થઇ હશે. તો હવે વેદના હુકમને માની તે પવિત્ર આજ્ઞાને તાબે થાવ અને કલમએ–તૌહીદનો પોકાર કરી ઈસ્લામને અંગીકાર કરો.

તમે તમારી પત્રિકામાં વેદ, કુરાન; સાયન્સ; અને આરોગ્ય શાસ્ત્ર કે જેનું મુદ્દલ જ્ઞાન તમને નહિ હોવા છતાં ધર્મની ઘેલછા હેઠળ દાંભીકતાનો ડોળ કરી લોકોની બુધ્ધિ ચોરવાનો ઠિક પ્રયાસ કરેલો જણાય છે. હિંદુ મુસ્લીમ ઐકયતામાં ભંગાણુ પાડી ભારત દ્રોહી થવામાં મહાપાપ છે એવું ખુદા તમને સમજાવે.



# ચેલેંજ પર ચેલેંજ

અને

# ખોટી હકીકતનો તોડ.



ભલા ચકકર! તમો તમારી પત્રિકામાં જણાવો છે કે,

"પાટીદાર, કાછીયા, કુંભાર, ગોલા, ઘાંચી વગેરે નાતના હિંદુઓ અજ્ઞાન, અભણુ અને અકકલહીણુ થતાં" "આ દેશમાં અનેક મત પંથોનો રાફડો ફાટયો તેમાં સતપંથના ધતીંગનો પણુ એક ઉમેરો થયો."

(મૂકત સુમનો)

જે જમાનાની તમે યાદ આપો છો ત્યારે સતપંથ નથી થયા. આજથી નવસેં વર્ષ પૂર્વે નવસારીવાલા હઝરત પીર નુરૂદ્દીન સાહેબ ઇસ્લામનું રહષ્ય ગુજરાતના લોકોને ગુજરાતી ભાષામાં સમજાવ્યું હિંદમાં પહેલાં તેજ મહાન પુરૂષ ઇસ્લામનું આમંત્રણુ કરવા પધાર્યા હતા તેમના વંશજો પૈકી ચારસો વર્ષ પછી હઝરત પીર ઇમામુદ્દીન (રહે.) કુફ્રે સિકન થયા અને તેમણે ઇસ્લામનો બોધ આપ્યો.

"હિંદુ ફેરી તેણે મુસલમાન કીધા, અને કીધાને બહુએ અપાર;"
"તેને મુસલમાન કરી ગુરુએ બોધીયા; તેણે રાખ્યો શહાસું વેવાર."

"તે વારો હતો શ્રી ઇસ્લામ શાહનો બ્રહ્માતે પીર હસન કબીર દીન જાણુ"
"અઢાર ફરજંદ તેનાં કહીએ તે સાત હરમથી જાણુ"
"એક તેની બેટી કહીએ બાઇ બુઢાઇ તેનું નામ"
"જાફરી તેનો મઝહબ કહીએ જાફર સાદક ઇમામ"
"અલી અમારો દાદો કહીએ અને દાદી તે બીબી ફાતમા જાણુ"
"હસન હુસેન શાહા અલીના કહીએ આલ ઇમામ શાહ તેનો પરિવાર"
"રસુલ અમારા નાના કહીએ તે અબ્દુલ્લાહનો પરિવાર"
"બીબી અમીના તેની માતા કહીએ તે કહીએ અબ્દુલ્લાહની નાર"
"બીબી ખતીજાં અમારી નાની કહીએ તમે જુવોને ઇલમ વિચાર"
"સમજુ હશે તે સમજશે અને ભૂલ્યા તે મૂરખ ગમાર'
"આલ ઇમામ તેના ગુરૂ જાણજો તેના તાત પીર હસન કબીર દીન જાણુ"
"ત્યારે નુરશાહની વાર છે. એમ બોલીઆ પીર ઇમામશાહ પરમાણુ"

**(સતપથી શાસ્ત્ર)**

હવે જ્યારે હઝરત પીર ઇમામુદ્દીન (રહ.) કુદ્રે સિકન હઝરત મોહંમદ (સલે.)ની ઓલાદમાંથી છે: અને જ્યારે એમણે સાફ સાફ ઇસ્લામનો રસ્તો બતાવ્યો છે, તો એમણે શું ખોટું કર્યું ? હું તમને ચેલેંજ આપું છું કે જ્યારે ઇસ્લામની સત્યતા જગજાહેર પૂરવાર થઇ છે. અને તમે જો એને ખોટી ઠેરવી આપશો તો તુરતજ હું તમારો ધર્મ ગ્રહણ કરીશ. અને જો પુરવાર નહિ કરી શકો તો તમારે ઇસ્લામ ધર્મ સ્વિકારવો પડશે (કેમ દોસ્ત, ચકકરરરર, સરત કબુલ છેને ?)

"દુનીયા ખાધેલ પહોંચેલ બુટ્ટી હઝરત ઇમામશાહે અથર્વ વેદના ઓથા હેઠળ લોકોને રૂચની વાતો કહીને તથા જાદુગરના જેવા ખેલ તમાશા અને ચમત્કાર બતાવીને હિંદુઓના ગળામાં મુસલમાનીનો ઘંટ એવી ચાલાકીથી બાંધી દીધો કે આ સતપંથના ફાંસામાં સેંકડો. ભોળા હિંદુ પંખીડાં ફસાઇ પડયાં."

ભલા ચકકર ! ક્રિષ્ણજીનું ચરિત્ર યાદ આવતું નથી ! કે જેઓ કપટછંદ ભોગમાં પૂર્ણ હતા, સેંકડો સ્ત્રીઓને નગ્ન નચાવી રાસ રમનાર રાસમાં મઝા માણનાર હતા. ભલા ! સુભદ્રાના હરણ વખતે શું શું ચમત્કાર બતાવ્યા તે યાદ છે ? મહાત્મા રામચંદ્રે વાનરોની સેના જીવાડી એ જાદુ હતું કે ચમત્માર ? સીતાજી ચીતામાં પડી બળી બહાર આવ્યા એને શું કહેશો ? શલ્યાની અહલ્યા થઇ તે તરફ નજર દોડાવો ! ઓત્રા (અર્જુન

પુત્રની પત્ની)ના ગર્ભના રક્ષણાર્થે કૃષ્ણે ૭ માસ સુધી ભાસ્કરને સ્થાયી રાખ્યો હતો. ક્રાઇસ્ટને માનનારને જઇ પૂછો કે હઝરત ઇસા હજારો વર્ષ પહેલાંના જુના મુડદાને સજીવન કરતા હતા તે શું હતું ? મિસરના રાજા ફીરઑન તરફ નિગાહ ઉઠાવો ને કહો કે હઝરત મુસાનો આશા (પવિત્ર લાકડી) કે જેણે તેં જાદુગરોને ભેગા કર્યા હતા તેના મૂકાબલામાં તેણે શું કરીને બનાવ્યું હતું ? હઝરત મોહંમદ (સલે.) મે ચંદ્રમાના બે ભાગ કર્યા તે તરફ લક્ષ આપો. ઝાડપાન અને જંગલી જનાવરોએ તેમની પેગંમ્બરીની ગવાહી આપી. અને મનુષ્ય જબાનની અંદર સમાજના જોતાં વાતચીત કરી. તે તરફ પણ ધ્યાન આપો. હઝરત અલીએ ખૈબરના યુધ્ધમાં દરવાજાનો પૂલ કરી તે ઉપરથી ઇસ્લામી લશ્કરને પસાર કર્યું તેને શું કહેશો ? પીર સમસ તે હઝરત પીર ઇમામુદ્દીન (રહ.) કુફ્રે સિકનના વડિલ દાદાએ મરેલા રાજાના છોકરાને સજીવન કર્યો તેને શું કહેશો ? નાગરોની નાત વગર સામગ્રીએ જમાડનાર નરસીંહ મહેતા માટે શું ધાર્યું ? જુઓ ! જુઓ ! હજારો દાખલા તમને મહાત્માઓના ચમત્કારોના આ દુનીયાના તખ્તા ઉપર નજર આવશે.

"ઇશ્વરનો અવતાર થવો એ વેદ અને કુરાનથી વિરૂધ્ધની વાત હોવા છતાં ઈમામશાહ એ ઇશ્વરનો સૌથી શ્રેષ્ટ અવતાર છે એવું પકડેલું પૂછડું કોઇથી છોડાતું નથી."

વેદ અને પવિત્ર કુરાને શરિફના ઓથા હેઠળ તમારી ચાલાકીની મી૦ ચક્કર ! તમે હદ રાખી નથી કોઇ સતપંથી પીર ઇમામુદ્દીન (રહ.) કુફ્રે શિકન ને ઇશ્વરનો અવતાર માનતા નથી એતો તમારા હિંદુઓની પ્રથાજ પડી ગએલી છે કે કેટલાક અજ્ઞાન હિંદુઓ મહાત્મા ગાંધીજીને આજે પણ કૃષ્ણજીનો અવતાર સમજે છે હવે એ કસુર માનનારની કે મનાવનારની તમે જે પવિત્ર કુરાને શરીફના પડદા પાછળ છુપાઇ જે મિથ્યા થુંક ઉડાવો છો. તેજ કુરાને શરિફમાં પ્રકરણ ૧૩ સુરે ઇબ્રાહિમને લક્ષમાં લીધી હોત તો તમો જરૂર આવો ભાંગરો વાટતાં અટકત.

## વમા અર શલના મીન રસુલીન બીલ્લે સાને કોમેહી લે યુબય ઇન્ના લહુમ.

હમે જયારે કોઇ કોમ તરફ રસુલ મોકલીએ છીએ તે તેજ કોમની ભાષામાં પ્રવિણ હોય, કારણ કે લોકોને સારી રીતે સમજાવી શકે ! સુરે ઇબ્રાહીમ પારા ૧૩.

શ્રીમદ ભગવત્ ગીતા અધ્યાય ૪ શ્લોક ૮ માં કૃષ્ણજી સ્વમૂખે કહે છે કે—

**परित्राणाय साधुनां विनाशाय च दुष्कृताम ॥**
**धर्म सस्थापनार्थाय संभवामी युगे युगे ॥८॥**

સત પુરૂષોના સંરક્ષણ અર્થે દુષ્ટોના વિનાશ અર્થે અને ધર્મનું દ્રઢ રીતે સ્થાપન કરવા અર્થે હું યુગે યુગે અવતાર લઉં છું. "ભગવત ગીતા."

જુવો ! વેદ અને કુરાનથી આ દુનીયા ઉપર પેગંમ્બરોનું આવવું સાબીત છે. ત્યારે તમે કેમ ભૂલ ભૂલામણીના ચક્કરમાં રહી ધન ચક્કર બન્યા.

"મુમના બનીને મુડદાને દાટવાની કુપ્રથા જે સાયન્સ, આરોગ્ય શાસ્ત્ર અને અથર્વ વેદથી તદ્દન વિરૂધ્ધ છે. તેને સનાતન ધર્મ માની લીધો છે."

તમે શયતાનીયત ભરેલા ઉપર યુક્ત ઉભરા ખાલી કરી અક્કલનો ખાસ ચિતાર આપ્યો છે, યુરોપ તમારા કરતાં સાયન્સ અને આરોગ્ય શાસ્ત્ર વધું જાણે છે છતાં પણ અનાદી કાળથી દાટવાની તમારી કહેવાતી કુપ્રથા ત્યાં ચાલું છે. વળી છેલ્લા મહાન યુધ્ધ વેળાએ કરોડો તાજા મુળદા દટયા છતાં પણ ત્યાં આજ સુધી એક પણ રોગ ફાટી નીકળ્યો નથી. હિંદુ શાસ્ત્ર પ્રમાણે પાંચ તત્વનું શરીર તેમાંયે વળી માટીનો ભાગ વિશેસ એથીજ કરી હિંદુ મહાત્માઓને દાટવામાં આવે છે. કાલેજ અત્યારે માલસરવાળા પરમહંસ મહારાજને ભૂમીદાહ કરેલો છે. એ વાત શું વિસરી ગયા. આર્ય સમાજના અધિષ્ઠાતા દયાનંદ સ્વામીની સમાધી અજમેરમાં જઇ જુવો. એવા સેંકડો અને હજારો દાખલા હિંદુઓના ભૂમીદાહ થવાના છે. તો પછી મુમનાઓને વગોવવા સાયન્સ અને આરોગ્ય શાસ્ત્રના ઓથા હેઠળ તમારે ફુટી નીકળતાં પહેલાં વિચાર કરવો આવસ્યક હતો.

"આંકેલા સાંઢ જેવા કાકાઓ અને કબર પરસ્ત સૈયદોને ધર્મગુરૂ તરીકેનો વંશ પરંપરાનો ઇજારો આપી દીધો છે."

કબર પરસ્ત સૈયદો આ લખવું તમારૂં યોગ્ય નથી, સૈયદો જ્યારે ઇસ્લામ ધર્મનું ફરમાન ઉઠાવે છે, અને ખુદા શીવાય અન્યની પૂજા કરવાની ઇસ્લામ મનાઈ કરે છે, અને ખુદા શીવાય કોઇ પણ ઇસ્લામી અન્યની પૂજા કરે તો તેને ઉલ્માઓ તરફથી કાફરનો ફતવો મળવો જોઇએ.

તો તે પણ આજ દિવસ સુધી જાહેર થયો નથી. પરંતુ આ મોલવીપણું કરવાનો અધિકાર તમને કોણે આપ્યો ? અમીર–દરબારની તા૦ ૨૬–૧૦–૨૩ની બહાર પાડેલી પત્રિકાના પૃષ્ટ ૩ માં જોયું હોત તો તમને ખાત્રી થાત કે તમારૂં લખાણ શબ્દે શબ્દ ખોટું છે.

ખરી વાત તો એ છે કે ઉપલા શબ્દો લખી સૈયદ કોમને તમે હડહડતુ અપમાન પહોંચાડયું છે.

"ગ્રહસ્થો ! મારાથી તો મારા વડીલોની સેવા નજ મૂકી શકાય, હું તો મારા સ્વર્ગસ્થ પિતૃઓની આરામગાહમાંજ જઇશ અને તેમના પવિત્ર આત્માઓને શાન્તિ મળે તે માટે ખુદા પાસે દુઆ માંગીશ.—અમીર–દરબાર."

તમારા કબર પરસ્ત શબ્દોને અમીર–દરબારના આ શબ્દો ખોટા ઠરાવી આપે છે. સૈયદોનો ઇજારો તો અલ્લાહના કલામ અને હઝરત મોહંમ્મદ (સલે)ના વચનોથી સાબીત છે. પણ તમે આ નવો બોધ આપવાનો ઇજારો કોની પાસેથી ખરીદયો તેનું નામ જાહેરમાં લાવશો કે ?

"વિવાહમાં પવિત્ર વેદમંત્રો અને ચૉરી હવનને બદલે નિકાહથી નાડા બાંધી લેવાનું પસંદ કર્યું છે."

હવે હું કહીશ કે ચૉરીમાં તો એક કન્યા સાથે પાંચ સાત સાથે પરણી શકે એટલે એ હમને પસંદ નથી. હમારા નિકાહના બંધારણથી તો એક કન્યા પોતાની સંમતીથી એકજ પુરૂષ પરણી શકે. અને તેજ માનવ ધર્મ પ્રમાણે વધારે સારૂં છે. એજ કારણને લઇ લગ્નમાં ચૉરી કરવાને હમે વધારે બુરૂ સમજીએ છીએ.

"સુન્નતનું લફરૂં ઘુસાડી ઇશ્વરથી વધારે ડાહ્યા થવાનું ડહાપણ ડોળ્યું છે."

આરોગ્ય શાસ્ત્રના આધારે એ રીત ઘણીજ સારી છે, પણ હું કહીશ કે તમે નાગા અવતરી કપડા પહેર્યા તે શું ઇશ્વરી કાનુનથી વિરૂધ્ધ નથી ?

"બૈરાઓને માસીક અટકાવ પાળતાં બંધ કરી વામ માર્ગીઓના કાન કાપ્યા છે."

કોઇ સતપંથી એવો નથી કે જે અટકાવ ન પાળતો હોય, પણ કદાચ તમે (મી૦ ચકકર) વગર સમજે શયતાનીયત ભરેલું હરામ કુકર્મ કર્યું હશે જેથીજ તમને 'કમળાવાળો બધુંજ પીળું દેખે' એ ન્યાયે બધાજ એ કુકર્મ કરે છે એમ લાગ્યું.

"મરેલાનું સનાન સુતક કાઢી નાંખી કાસ્મીરના કોક શાસ્ત્રીઓને મ્હાત કર્યા છે."

તમે ઇશ્વરથી વધારે ડાહ્યા થઇ ડાઢી તો બોડાવો છો. ને વળી પાછી મૂછો કઢાવી મોટી ઉમરના છતાં નાના બાળક જેવા ડમરા બનવા કોશીશ કરો છો. ગયાજી મહાસભામાં મોટા મોટા હિંદુ દેશ નેતાઓએ અંત્યજો સાથે બેસી જમણુ લીધું, તો તે ન અડકાયા, વટલાયા અને હજારો એવા પણ માણસો છે કે જે અડકાય છે અને વટલાય છે, તેવીજ રીતે હમારા મુંડદાને હમે પવિત્ર સમઝીને સ્નાન કરવાની કુપ્રથાને કાઢી નાંખી.

"આ બધાનું પરિણામ એ થયું કે બોલેચાલે ખાવેપીવે અને પહેરવેશે હિંદુ જેવા દેખાવા છતાં ચોખડીયાટ લોકોમાં પીરાણાઓની ગણત્રી થતી નથી."

હું કહીશ કે રાજા મહારાજાઓ, બી. એ., એલએલ. બી.,ઓ કોટ પાટલુન અને હેટ પહેરી યુરોપમાં વસવા છતાં પણ હિંદુમાં મટયા કે? "રખડતા ભીખારીઓ અને ભીલ વાઘરી જેવા પણ પીરાણા અને મુમનાના પાણીનો છાંટો લેતા બીહે છે."

ચાલુ જમાનામાં વટાળ અને છોછ એતો બીલકુલ જોવામાં આવતી નથી. હીંદના બાપુ ગાંધીજી મુસલમાનોના હાથનું ખાય છે. છતાં હિંદુ બનાવવાના લોભમાં આજુબાજુ જોયા સિવાય તમે જેમ આવે તેમ કહી નાંખ્યું. જુવો "નવજીવન" તા૦ ૯-૧૦-૨૧ ના પાન ૪૬૫૨.

દૂરભાગ્યે આજકાલ હિંદુ ધર્મ માત્ર ખાવા-પીવા અને અભડાવાની ચર્ચામાંજ આવી રહેલો જોવામાં આવે છે. એકવાર એક ધર્મશીલ હિંદુ-ભાઇ સમક્ષ મેં મુસલમાનના ઘરમાં બેઠા ડબલ રોટી ખાવાનું સહાસ કરી તેમને થથરાવી મૂકયા હતા. મે જોયું કે એક મુસલમાન મીત્રે આણી આપેલા એક પ્યાલામાં મ્હને દૂધ રેડી લેતો જોઇને તેમને ભારે દુઃખ થયું. પણ જયારે તેમણે મને એ મુસલમાન મીત્રના હાથની ડબલ રોટી લેતો જોયો, ત્યારે તો તેમની વ્યથાનો પારજ રહયો નહિ!

મને ભય છે કે શું ખાવું અને કોની જોડે ખાવું એના ઝીણામાં ઝીણા વિધી નિષેધ નકિક કરવા પાછળજ, જો હિંદુ ધર્મ પોતાનું બધું બળ રોકશે તો તે થોડાજ વખતમ ખરી વસ્તુને ખોઈ બેસસે.

(મો૦ ક૦ ગાંધી)

વળી એ વાત તો જગજાણીતી છે કે કોઇ પણ અસ્પૃશ્યને અડી જો કોઇ હિંદુ મુસલમાનને અડે તો તે આભડછેડથી મૂકત થએલો મનાય છે. જો તમે ઇજારો મેળવ્યો હોત તો મુગલ શામ્રાટ શહેનશાહ અકબરને તથા તેના વંશજોને ગોબ્રાહ્મણ પ્રતિપાલ ક્ષત્રીય રાજા મહારાજાઓ પોતાની બેન દીકરીઓને આપતાં જરૂર અટકત. આ જમાનામાં તો તમારૂં થોથું ચાલે તેમ નથી; લો ! તમારૂં પોગલ તરી આવ્યુ.

"સત્યાનાશી સૈયદોએ બનાવેલી અમીની ગોળીઓ ખાવા છતાં પણ કોઇની દેહ શુધ્ધિ થઇ નહિ."

હું તમને પૂછીશકે તમે ઇમામશાહીથી મૂકત થઇ હિંદુ ધર્મમાં ગયા તો તે વખતે "પંચગવ્ય" (એટલે ગાયનું છાણુ, મળમુત્ર, દૂધ, દહી, ઘી વીગેરે)નું આચમન કરી પવિત્ર શી રીતે થયા ? અમીની ગોળી ફકત સુખડનીજ બનાવેલી હોય છે અને તેમાં ગુલાબજળ વીગેરે પવિત્ર વસ્તુઓ હોવાથી અમારી માન્યતા છે કે તેથી જરૂર અમે શુધ્ધ થઇએ છીએ. પરંતુ એટલું તો સાફ કંચન જેવું છે કે માનવ ધર્મ પ્રમાણે પંચગવ્ય પ્રાસન કર્યાથી પવિત્ર તો નજ થવાય !

અમારા વિચાર પ્રમાણે તો મળમૂત્ર તથા છાણુ અપવિત્રજ છે, ભલે તે ગમે તેનું હોય ! જ્યારે તે અમારા વસ્ત્રનેજ ખાલી અડકે તો તે ધોઇ નાંખવા પડે તો પછી માનવ ધર્મ પ્રમાણે તે ખવાય તો કેમજ ?

"પીરના રોજાઓને સોના રૂપાના બારણા કરાવી આપવા છતાં પણ કોઇની મૂર્ખતા ટળી નહિ !"

હું કહીશ કે મંદીરોમાં સોના રૂપાની મૂર્તીઓ બનાવી, વળી તેમાં કાચની આંખો પણ લગાવી છતાં એ દેખી તો નજ શકી.

"સ્વાર્થી સૈયદો અને સટોરીયા લક્ષમણ કાકા સતપંથની જોડી કાઢેલી જુગાજુગની બનાવટી વાતો કહે તેને સાચી માનનાર તે શું કહેવું ?"

અહિંયા પણ તમો તમરી અજ્ઞાનતા અને શેતાનીયતનો ખ્યાલ આપવા સ્હેજ પણ ચૂકયા નથી. અમીર દરબારની તા૰ ૨૬-૧૦-૨૩ ની બહાર પડેલી પત્રિકામાં જુવો, તમને ખાત્રી થશે કે સૈયદો બીન 'સ્વાર્થી છે. તેઓ તેમાં લખે છે, "ગૃહસ્થો, હું એવી ખુશામતીયા ગુરૂપદવીને ધિક્કારૂં છું કે જેમાં હમારી મીલ્કત, હમારો ધર્મ, અને હમારા સ્વમાનને ધોકો હોય. હું આજે જાહેર કરૂં છું કે મારા ખાનદાનના શિષ્યો તથા મારા સેવકોની દોલતની મને પરવા નથી તેમની ખોટી ખુશામત કરી તેમને

છેતરવાનો ધંધો કરવો નથી. મારે મારા ધર્મ પ્રમાણે મારા ખાનદાનના શિષ્યોને નિખાલસ દીલથી બોધ આપવો છે અને તે મારી કુદરતી ફરજ છે. "અમીર દરબાર" હવે જુગાજુગની વાતો તો તમે પણ કબુલ કરો છો, તો પછી એને સાચી માનવામાં તમને શું વાંધો હોઇ શકે!

"શાહ પીરને શરણે જવાથી સ્વર્ગમાં હિરા-માણેકથી મઢેલા મહેલો અને ૫૦ હુરાંઓ મળવાની લાલચથી મ્હોડાંની રાળ ટપકાવા માંડે છે." જો તમો નામદાર ગાયકવાડ સરકારનો રાજમહેલ અથવા આગ્રાનો વિશ્વ વિખ્યાત "તાજમહેલ અથવા ફત્તેહપુર શીક્રીનો શાહી મહેલ જોયા હતે અને તેમની જાહોજલાલીનુ નિરક્ષણ કર્યું હોત તો તમને જરૂર ખ્યાલ આવત કે હીરા-માણેકથી મઢેલા મહેલો તે સર્વ શકિતવાન ખુદા આપી શકે છે. તમે સાયન્સના ઓથા હેઠળ દાટવાના રિવાજને વગોવવા નિકળ્યા, તે પહેલાં તમે સાયન્સના જાણકારોને પૂછ્યું હોત કે સૂર્ય પૃથ્વીથી કેટલો મોટો છે, અથવા તારા કેટલા છે, અને કેટલા મોટા છે, અને કેટલા દુર છે. પ્રથમ એ જાણી લીધું હોત તો પછી મહેલો બાબત શક ન લાવત. મી૦ ચકકર! એ કેમ કે પેલા સાયન્સની માતા યુરોપમાંજ દાટવાની પ્રથા છે? ત્યાં કોઇ તમારા જેવા ડોઢચતુરીયાની ખોટ હશે શુ? જો તમે પુરાણોમાં જોયું હોત તો સ્વર્ગમાં પણ સ્ત્રીઓનું હોવું સાબીત છે, એટલુંજ નહિ પણ ત્યા ના નાચનારી ગણીકાઓ પણ મોજુદ છે. તમને કયાં ખબર છે કે રાજા દશરથે ત્રણસો ભોગવી, શ્રી કૃષ્ણે સોળ હજાર સુરંગ ભોગ માણ્યા. રાજા માનસીહે સોલસોનો ગોટાળો વાળ્યો, મહાન શહેનશાહ જહાંગીર ચારસો સ્ત્રીઓ મુસાફરીમાં સાથે લઇ ફરતો હતો તો ભલા ઘેરે અન્ય કેટલી હશે? એ વિચારવાનુ તો તમનેજ સોપુ છું. સુ આ બધા નિયોગનાજ પ્રતાપ છે? રાજા-મહારાજા પાંચ પચાસ હજારોની ગણતીમાં રાખે તો પછી ખુદા અમને સ્વર્ગમાં પચાસ આપે તેમાં તો વળી શું? હુ તો ખુદા આગળ ગજીંદા માંગું છું કે મને સેંકડો હુરાંતુ સ્વર્ગમાં આપજે!

"ભયંકર પાપો માફ થવાની ખોટી આશા કેમે કરી છુટી શકતી નથી"

કલીયુગના ધર્મ પારાશર ભગવાન વર્ણવી પારાશર સ્મૃતિમાં કહે છે કે-(જુઓ, અધ્યાય ૧૦ પારાશર સ્મૃતિ)

**पितृ दारान्समारुह्य मातु राप्तां भ्रातृ जाम ॥**
**गुरु पत्नी स्नुषां चैव भ्रातृ भार्या तथैव च ॥१२॥**
**मातु लनी संगोमाच प्राजा पत्य श्चं चरेत ॥**
**गोद्वयं दक्षिणा दत्वा शुध्यते नात्र संशय ॥१३॥**

પોતાની બીજી જાતની ઓરમાન માતાઓ માની બેનપણી અથવા તો મોટા ભાઇની પુત્રી ગુરૂની અન્ય વર્ણની સ્ત્રી પુત્રની વહુ ભાઇની સ્ત્રી મામી અને સગોત્રની સ્ત્રી આટલાની સાથે ગમન કરનારાઓએ બે પ્રાજાપત્ય વ્રત કરવા અને બે ગાયો દાનમાં આપવી એટલે તે પાપમાંથી મુક્ત થાય છે. એમાં સંશય નથી ૧૨–૧૩ પારાશર સમૃતિ.

એવા મહાન કુકર્મો માફ થવાની હિંદુ શાસ્ત્ર આગાહી આપે છે તો પછી સતપંથીઓના નજીવા પાપો કેમ ન માફ થાય?

"ભાઇઓ! તમે બહુ ભરમાયા બહુ ભોળવાયા, અને બહુ ઠગાયા. હવે જરા આંખ ઉઘાડો અને જુવો કે આ જ્ઞાનના જમાનામાં તમારી આજુ-બાજુ શું થઇ રહ્યું છે? ઇસ્લામનો અજગર તમને અણી સુધ્ધ ગળી જઇ ડકાર લેવા મૂખ બંધ કરે તે પહેલાં વેળાસર જાગૃત થઇને તપાસો."

હું કહીશ કે પશ્ચિમ અને પૂર્વને ભ્રાતૃ ભાવના મજબુત બંધનોથી જકડનાર સાંકળ ફક્ત ઇસ્લામજ છે. યુરોપના ઘણા વિદ્વાનો પોતે ઇસ્લામની સચ્ચાઇ જોઇ. એ પવિત્ર મઝહબમાં દાખલ થયા. અને લાખોની સંખ્યામાં થયે જાય છે. નવ મુસ્લીમ આચી બોલ્ડ હેમીલ્ટન બેરોનેટ તે સર અબ્દુ-લ્લાહ શું કહે છે તે સાંભળી એમના શબ્દોપર વિચાર કરો.

આજનો દિવસ મારા માટે સર્વોત્તમ સુખનો છે. કેમકે સાચા મઝહબ ઇસ્લામનો મેં સ્વિકાર કર્યો છે. હું અંગત રીતે ક્રિશ્રિયાનિતી કે તેના ઉપદેશકો કે તેના અનુયાયીઓમાં સચ્ચાઇ માનતો નથી હું અંતઃકર-ણથી મુસ્લીમ છું. અને વર્ષો થયા એ મઝહબ તરફ મારો મનો ભાવ પુષ્કળ હતો.

"અલ્લાહના આશીર્વાદ છે કે આજે હું એ સાચા મઝહબમાં દાખલ થયો છું. આચી બોલ્ડ હેમીલ્ટન."

જ્યારે મોટા મોટા સાયન્સ અને આરોગ્ય શાસ્ત્રને જાણવાવાળા અને મહાન પ્રોફેસરો ઇસ્લામની ફીલોસોફીપર ઢળી પડે છે તો પછી તમે એવા પવિત્ર મઝહબને કમ અક્કલ પણાને લીધે અજગરની ઉપમાં આપો તે તમારૂં બદનસીબપણું જાહેર કરે છે.

"સતપંથની કહેલી વાતો સૃષ્ટિ નિયમ અને શાસ્ત્ર પ્રમાણે ખરી છે કે કેવળ કપોલ કાલ્પિત ગપોટામાત્ર છે."

હું પુનઃ ચેલેંજ આપુ છું કે સતપંથ (ઇસ્લામ)માં કહેલી દરેક વાતો સાચી છે. અને જો તમે ખોટી ઠેરવી આપશો તો હું તમારા

ધર્મમાં આવીશ અને જો તમારાથી ખોટી ન ઠરે તો તમારે ઇસ્લામમાં આવવું પડશે આવો મૂકાબલામાં શાસ્ત્રાર્થ કરવા.

"સૈયદો પાછળ તન, મન, ધનથી કયાં સુધી ખરાબ થશો" મી૦ ચકકર! જરાક તમે પ્રિતમના નિચે લખેલા પદ ઉપર ધ્યાન આપ્યું હોતે તો મને ખાત્રી છે કે તમારી બીન કાબુ જબાન જરૂર થંભી જાત.

## પદ.

હરિ ભજન થકી છોટા હોય, તે સૌથી મોટા થાય;
તનના તાપ ટળે; જન્મ મરણના સંકટ સર્વે જાય.—ટેક.

સુકજીનું મૂળ જુવો સોધી, સજનો ધાતીને પશુ રોધી;
થયા આપે ઇશ્વર અક્રોધી હરી ભજન થકી... ...૧

જુવો વાલ્મિકની વાત ખરી, જેણે દર્ભશાળામાં દેહ ધરી;
જેણે સપ્ત કોટી રામાયણ કરી, હરી ભજન થકી. ...૨

જુવો એકલ શ્રંગી હરણીની વ્યાસ મુની વણ પરણીના;
જુવો સુત પુરાણી કોણ કરણીના, હરી ભજન થકી. ...૩

જુવો દાસી સુતથી શું હિણપણું, વળી પુન્ય પવિત્ર ચરિત્ર ઘણું
થયા નારદમંન ગોવિંદ તણું, હરી ભજન થકી. ...૪

જુવો માંડવ્યની મેંડકીમાતા, જુવો વસિષ્ટ વેશ્યા વિક્ષાતા
જુવો ચતુરાનન પંકજ જાતા, હરી ભજન થકી. ...૫

જેમ મધ્યમ જલ ગંગામાં ભળે, તે તો ગંગા સરખું થઇને ફળે
જેમ પારસ સ્પર્સે લોહ ટળે, હરી ભજન થકી... ...૬

એમ જાતભાત સહુની જાણી, હરી ભજે તે હરી સરખા પ્રાણી
કહે પ્રિતમ ઓળખો એંધાણી. હરી ભજન થકી. ...૭

(૧) હજામ પુત્ર, (૨) ચાંડાળ પુત્ર, (૩) કલાલણ પુત્ર, (૪) માછણ પુત્ર, (૫) ભીલડી પુત્ર, (૬) દાશી પુત્ર, (૭) મેંડકી પુત્ર, (૮) વેશ્યા પુત્ર, (૯) કસાઇ પુત્ર, (૧૦) ચમાર પુત્ર, (૧૧) ભંગી પુત્ર, જેવા સખ્સો હિંદુઓના પૂજનીક થઇ ગયા તો પછી સૈયદો જે પૂર્વે પવિત્ર કાબાના પૂ. રી હતા. તે ખુદાના ખાસ પેગમ્બરના વંશથી ઉતરી આવેલા છે. અને જેમની રગોમાં નબુવતે પેગમ્બરીના ખુનનો જ્ઞાન રૂપી અમૃતનો ઝરો વહે છે. તે પૂજ્ય કેમ ન ગણાય!

"જો તમારે અસલ જેવા હિંદુ બનવું હોય, જો તમારે લાગેલું લાંછન ધોઇ નાખવું હોય, જો તમારે અહિંસક બનવું હોય; જો તમને સત્ય તરફ પ્રેમ હોય."

હમારે હિંદુ બની રાક્ષસોમાં ખપવું નથી, હમને કોઇ તરેહનું લાંછન લાગેલું નથી. અને હિંદુ ધર્મ અહીંસક બનાવવાની તાકાત પણ રાખતો નથી. એમાં તો ઠેર ઠેર માર પીટ શીકાર અને મોઝ મઝા જોવામાં આવે છે. અલબત હમને સત્ય તરફ પ્રેમ છે, અને તેથીજ હમે ઇસ્લામ ધર્મ સ્વિકારેલો છે. એ ધર્મ સીવાય હમો કોઇએ ઠેકાણે સત્ય જોતા નથી.

"જો તમે કલમાની કારમી ચીસોથી કંટાળી ગયા હોવ."

નહિ! નહિ! એ કલમો તો હમને ઘણોજ પ્રિય છે. પણ હમે મંદીરમાં જઇ ઘંટો વગાડી, લીંગ પૂજા કરી. બ-બ-બ-બ કરી ગાલપર થાપળ મારવાથી જરૂર કંટાળીયે છીએ. અને હમારા ખુદા પાસેથી ઇચ્છીયે છીએ કે અમને માનવ ધર્મ મૂકી જંગલી બનતા અટકાવે. અને એવાજ શયતાનીયત ભરેલા અન્ય વિચાર કે કાર્ય કરતાં એકદમ અટકાવે.

"જો તમારે નીમાઝ અને રોજાના ભૂત વલગાડવાથી છુટવું હોય."

સાયન્સ અને આરોગ્ય શાસ્રના સિધ્ધાતથી સીધ્ધ થાય. છે કે રોજા અને નમાઝ શરીરને તંદુરસ્ત રાખવાર્થે ખુદાની ઉમદામાં ઉમદા ન્યામત છે. એના ફાયદા એટલા બધા છે કે આકાશને કાગળ બનાવવામાં આવે, અને દુનીયા ભરના ઝાડોની કલમો બને; સમૂદ્રની શાહી થાય. છતાં પણ એના ગુણ (ફાયદા) સંપૂર્ણ તો નજ વર્ણવી શકાય તો પછી આ ટુંક કાગળ દૂવારા શી રીતે જાહેર થાય!

"જો તમારે તમારા સંતાનોને મજબુત, સ્વતંત્ર અને શિક્ષત બનાવવા હોય એટલુંજ નહિ પણ હરેક પ્રકારે સુખી થઇ શાન્તિ મેળવવા ઇચ્છતા હોવ, સંસારને સ્વર્ગ ધામ બનાવવા માંગતા હોય."

હું પૂછીશ કે કાશી મહાસભામાં કાલેજ પંડીત માલવીયાજી મુસલમાનોની સાંમે હિંદુઓ ટકી શકતા નથી. તે માટે સંગઠ્ઠન તેમજ ગામો ગામ અખાડા કરી કુસ્તીબાજ થઇ મુસલમાનોના મુકાબલામાં હિંદુઓને આવવા જણાવે છે. વાંચક! હવે. ન્યાય તારાજ હાથમાં સોંપુ છું વિચાર નિર્બળતા. કયા સમાજમાં છે? ઓક લશ્કરને જઇ પૂછો કે-મુઠીભર અને સાધન રહિત મુસલમાન શેરોના મુકાબલામાં સંખ્યાબંધ સાધન સંપન

ગ્રીક વરૂઓ કેમ ન ટક્યા? ત્રણ દિવસમાં મુઠીભર બહાદુર ટર્કોએ સોમાદંલ ગ્રીકોને પાછા નસાડયા. એ શું નિર્બળતા?

ગયા ભયંકર યુરોપી વિગ્રહના બ્રીટીશ સેનાધ્યક્ષ જનરલ ટાઉન શેડને પૂછો કે કુતુલ અંબારા આગળ તુર્ક મુસલમાનોએ તમારી મહેમાન દારી કેમ ઉજવી હતી? શંગ રાણાને પૂછો કે સમ્રાટ બાબરના મુકાબલામાં શું થયું હતું? પૂર્વ અને પશ્ચિમ સુધી ઇસ્લામના શેરો ઘુમ્યા ત્યારે કહો કે એમને રોકવા કોણ બહાર આવ્યું હતું? જે વખતે મહાન પીરો હિંદમાં એક બે આવ્યા. તે વખતે હિંદુઓના મુકાબલા સામે ટક્કર ઝીલી પોતાના આત્મિકબળથી. હિંદુ સમાજને કેવો મ્હાત કર્યો. એશું! એમની નિર્બળતા હતી? આ વાતથી તો સાફ દિવાજેવું દેખાય છે કે એકલો ઇસ્લામજ ફકત માણસને મજબુત, સ્વતંત્ર ભાવનાવાળા; અને શિક્ષીત બનાવે છે.

**વ્હાલા વાંચક! જો તારે સૅંસાર સ્વર્ગ સમાન બનાવવો હોય, દિવ્ય અત્મજ્ઞાન મેળવવું હોય; અને મુકિત માટેની હ્રૃદયમાં સ્વલ્પ પણ આશા રાખતો હોય. જો તારા ભટકેલ આત્માને શાન્તિ આપવા માંગતો હોય, તો આજેજ તે મહાન રહેમી બાપની દરબારમાં પાશ્ચાતાપ કરી તેની એકતાનો સ્વિકાર કરી "લાઈલાહા ઈલ્લલ્લાહ"ના નાદથી સકળ વિશ્વ ગજાવી મૂક.**

**"ઇસ્લામનો અદના સેવક"**



# પ્રકરણ ૩ જું.

# આર્યસમાજને મળેલા માનપત્રો !

## આર્યસમાજ અને ઈસ્લામ.

### શ્રદ્ધાનંદજીને ખ્વાજા હસન નીઝામીનો બીજો સંદેશો.

મેં સ્વામી સાહેબને પહેલાં એવો સંદેશો આપ્યો હતો કે જો તેમનામાં આત્મિક શક્તિ હોય અને જો તેમનો આર્ય ધર્મ આત્મબળ વાળો હોય તો તે પાંચ આત્મિક ચમત્કારો બતાવે. એક એ કે સુકી પીપળને લીલી કરી આપે; બીજો એ કે નપાણીયા કુવામાં પાણી પેદા કરે; ત્રીજો એ કે નીરાશ દર્દીને તંદુરસ્ત કરી દે; ચોથો એ કે ગાય પાસે વેદની અદબ કરાવી દેખાડે; પાંચમો એ કે ચાલીસ અથવા એક વીસ દિવસ સુધી ભુખ્યા તરસ્યા રહી સબર હોવાની સાબીતી આપે; નહીતર આ સઘળાં કામો ઇસ્લામની આત્મિક શક્તિ વડે હું બતાવી આપીશ. મારા આ સંદેશાનો સ્વામીજીએ કંઇ જવાબ ન આપ્યો. ગોયા તેઓએ તેમનામાં આત્મિક શક્તિ નથી એમ કબુલ કરી દીધું. અલબત એ ચાર ઘણાજ નનામા અને મામુલી દરજ્જાના છોકરાઓએ કહ્યું કે આ તો જાદુબાજી છે !

એટલા માટે આજે હું એક બીજો સદેશો સ્વામી સાહેબને પહોંચાડું છું કે જો તેઓ મજકુર આત્મિક શક્તિને જાદુબાજી ગણતા હોય તો હું એક એવી ચીજ તેમના સમક્ષ રજુ કરું છું કે જે ખાસ તેનાં મીશન સાથે સંબંધ ધરાવે છે, કેમકે તેમણે વારવાર જાહેર કર્યું છે કે

હું તો ફક્ત ચોહડા, ચમાર, ડોમ, કંજરૂ વીગેરે કમીન કોમોને હીંદુ બિરાદરીમાં શામેલ કરવા ચાહું છું.

જો તેમનું એ કહેવું સાચું હોય તો તેઓ જાહેર સભામાં, જ્યાં બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય શુદ્ર બધા ભેગા થયા હોય અને જ્યાં મુસલમાન, ખ્રિસ્તી, સીખ, અને પારસી પણ મોજુદ હોય ત્યાં એક ચમાર અને એક હલાલખોરનું એઠું પાણી પી લે. તે ચમાર અને હલાલખોર એવા હોવા જોઇએ કે જેને માણસો ચમાર અને હલાલખોર તરીકે ઓળખતા હોય.

બીજું એ કે આ ચમાર અને હલાલખોરને જાહેર સભામાં ગાયત્રીમંત્ર શીખવાડે. કેમકે જયારે તેઓ ચમારો અને હલાલખોરોને હીંદુ બનાવવા ઇચ્છે છે ત્યારે તેમને ધર્મનો કલમો પણ પઢાવવો જોઇએ કે જે પઢવાથી હીંદુ પવિત્ર થાય છે અને જે મંત્ર હીંદુપણા માટે બહુ જરૂરી છે.

ત્રીજું એ કે જાહેર મીટીંગમાં કબુલાત આપે કે હું આ હલાલખોર અને ચમારને મારી સાથે બેસાડી ખાણું ખાઇશ અને પુજા માટે તેને દરેક મંદિરમાં જવા આવવાની છુટ રહેશે અને ધર્મની સઘળી રસમોમાં તેઓને હીંદુઓની બરોબરીએ ગણવામાં આવશે.

જો સ્વામી શ્રધ્ધાનંદ સાચા હોય અને જો તેઓ ખરેખર અસ્પર્સ્ય અને કમીન જાતોને હીંદુઓમાં શામેલ કરવા ઇચ્છતા હોય તો તેઓએ પોતાની જાતી અમલથી સાબીત કરી બતાવવું જોઇએ. નહીંતર એવું સમજાશે કે તેઓ બીજા સનાતન ધર્મી હીંદુઓના ધર્મ અને રિવાજને બરબાદ કરવા ઇચ્છે છે અને તેઓની ઇચ્છા બધા સનાતન ધર્મી હીંદુઓ, ચમારો અને હલાલખોરો સાથે ખાવું, પીવું અને બેટી વહેવાર શરૂ કરી હજારો વરસની ઇજ્જતને બરબાદ કરી નાખે અને ખુદ પોતે આ નામોશીથી વેગળા રહેવા માગે એવી છે.

જો સ્વામી સાહેબ પરિક્ષા ન આપી શકે તો હું આ ત્રણે પરિક્ષા જાહેર મીટીંગમાં આપવા તૈયાર છું એક એ કે કોઇ મુસલમાન હલાલખોર અથવા કોઇ મુસલમાન ચમારનું એઠું પાણી અથવા એઠું ખાણું જાહેર સભામાં પી લઇશ અને ખાઇ લઇશ બલ્કે જો જરૂરત હોય તો એક મોટા મોલવી, એક મોટા પીર અને એક મોટા નવાબ પણ એઠું પાણી પી લેશે બીજું એ કે હું કલમએ તૌહીદ અથવા તો સ્વામી

સાહેબ કુરઆનની જે આયત કહે તે, તે ચમાર અથવા હલાલખોરને જાહેર સભામાં શીખવાડીશ.

ત્રીજું એ કે આ ચમારો અને હલાલખોરોને દરેક દરગાહ અને દરેક ધાર્મીક સ્થાનોમાં મોટામોટા ઉલ્મા અને મશાયખની બરાબર અંદર જવાની અને બધા સાથે ધાર્મીક રીતરિવાજો અદા કરવાની રજા અપાવીશ.

આ બધું જાહેર સભામાં દરેક કોમના પ્રતીનીધીઓની હાજરીમાં થશે. હવે સ્વામી સાહેબને આથી સહેલી કોઇ પરીક્ષા નહીં મળે. આત્મિક પરિક્ષામાં તો તેઓ મેદાનમાંથી હટી ગયા પણ આ અમલી પરીક્ષામાં તેઓને શુ બહાનું બતાવવાનું છે ! માટે તેઓએ આગળ પડી સત્ય અસત્યનો ફેંસલો કરવો જોઇએ.

**નોટ:**—એટલું સ્પષ્ટ લખવાની જરૂર છે કે જો સ્વામી સાહેબ ચમાર અથવા હલાલખોરના હાથે અડકેલું પાણી પીએ તો તે કબુલ કરવામાં આવશે નહી પણ એહું પાણી પીવું પડશે કેમકે એહું પાણી પીધા વગર દીલની મોહબ્બત, બરાબરી અને સાચો ભાઇચારો જાહેર નથી થઇ શકતો એટલા માટે ત્રણે શરતોમાં આ બે શરતો બહુ જરૂરી છે કે એહું પાણી પીએ અને ગાયત્રી મંત્ર ભણાવે, નહીંતર એવું સમજવામાં આવશે કે સ્વામી સાહેબ બીચારા હલાલખોરો અને ચમારોને તેમની અસલી હાલતથી દુર કરી, ધોબીનો કુતરો નહીં ઘરનો કે નહીં ઘાટનો એ કહેવત જેવી સ્થિતિમાં લાવી મુકવા માગે છે અને સનાતન ધર્મને પણ નાબુદ કરવા ઇચ્છે છે.

ઉમેદ છે કે ઉદાર મુસલમાનો આ જાહેરાતને ઉર્દુ, હીંદી, ગુજરાતી, બંગાલી વીગેરે ભાષાઓમાં છપાવી દરેક જગ્યાએ પ્રસિધ્ધ કરશે. ખુદા તઆલા તેમને તેનો અજર આપશે. ૨૪-શવ્વાલ ૧૩૪૧ હી૦

હસન નીઝામી—દીલ્હી.



# સ્વામી શ્રદ્ધાનંદજીના ચર્ણે.

સ્વામી શ્રદ્ધાનંદજી અત્રે પધારતાં હોવાથી તેમની સમક્ષ મારી કેટલીક શંકાઓ હેઠળ રજુ કરૂં છું. આશા છે કે મહાશય કૃપાવંત થઇ તેનો લેખી પ્રતિયુત્તર આપી આભારી કરશે.

મારી આ શંકાઓ અનેક વખત તેમના ચુસ્ત અનુયાયી આગળ વાર્તા લાપમાં મુકેલી પણ તેનો ખુલાસો વેદ, સમૃતિ શાસ્ત્ર અને સત્ય પુરૂષોના આચરણો જોડે બંધ બેસતો ન મળવાથી આ વખતે સ્વામીજીના પધરામણીનો લાભ લઇ લેખી રજુ કરૂં છું.

## શકાઓ

(૧) સન્યાસીને નાણા ભેગા કરવા અને તે માટે અપીલ કરવા વેદોએ આજ્ઞા આપી છે કે ?

(૨) સન્યાસીના શા શા નિયમ અને ફરજ છે ?

(૩) સન્યાસીનો ધર્મ સર્વસ્વ શાંતિ આચરવાનો છે કે, કોમ કોમમાં વિક્ષેપ ઉત્પન્ન કરી એક બીજાની લાગણી દુભાવવાનો ?

(૪) શુદ્રોને વેદમંત્ર, અને ઉપનયન આપવા વેદોએ અધિકાર આપ્યો છે કે ?

(૫) તપ કરતા શુદ્રનું માથું શ્રી રામચંદ્રજીએ શા માટે કાપ્યું હતું ?

(૬) નીયોગને આપ નિંદક માનો છો કે ધાર્મિક આજ્ઞા તરીકે ?

(૭) શુદ્ધીની હીલચાલ આપ પુરાતન વખતથી ચાલી આવેલી જણાવો છો. તો પુછવામાં આવે છે કે સ્વામી રામતીર્થ, અને સ્વામી વિવેકાનંદજી જેવા મહા સમર્થ સન્યાસીઓએ કેટલા મુસલમાનોને શુધ્ધી આપી હતી.

(૮) ખ્વાજા હસન નિઝામી સાહેબના "આત્મિકબળ"ના ચેલેંજનો આપે શું ઊત્તર આપ્યો છે ?

(૯) વર્ણ વ્યવસ્થા, આપ ગુણકર્મોથી માનો છો કે જાતીથી ?

(૧૦) જાત સંતાડી શ્રી કૃશુરામ પાસે રાજા કરણ વિદ્યા ભ્યાસ કરવા ગએલા, અને પાછળથી તે ક્ષત્રેય જાતના છે એમ જાણવામાં આવતાં ઉકત ઋષિમુનીએ શ્રાપ આપ્યો હતો કે ?

(૧૧) સ્વામી દયાનંદજીએ સંસ્કાર વીધિમાં લખ્યું છે કે, "ભાત અને માંશ ખાવાથી ગુણી પુત્ર ઉત્પન્ન થાય છે" માટે માંશ ખાવાથી હિંસા થશે તેનું શું ?

(૧૨) આર્ય કોનફરન્સે વરસો થયાં "નવસારી"માં ધણા અંત્યજ ભાઇઓને, સુધ્ધી આપી હતી, છતાં કોઇ સનાતની કે આર્ય સમાજીસ્ટ ભાઇએ આજ સુધી તેમની સાથે બીજા સામાન્ય હિંદુ માફક વ્યવહાર કર્યો નથી. તેમજ તેમને સાર્વજનિક દેવાલયમાં દાખલ થવા દેતા નથી અને સાર્વજનિક કુવાઓ ઉપર પાણી પણ ભરવા દેતા નથી માટે આપ તેમની એ વિટમ્બણા ટાળવા સમર્થ છો કે નહિ ?

(૧૩) શુદ્ધિની ચળવળનો પુરાણો શું ઇતિહાસ છે ?

(૧૪) પરમાત્મા એકલો અનાદી છે કે, તે સાથે જીવ અને પ્રકૃતિ પણ.

(૧૫) પરમાત્માની સર્વ સત્તા અને ઐકયતા આપ કબુલ રાખો છો કે નહિ ?

(૧૬) જુદા જુદા ધર્મોના અનુયાયીઓને મુકિત મળશે કે નહિ. ?

(૧૭) સનાતન, બૌધ્ધ, ખ્રિસ્તી અને ઇસ્લામી ધર્મને આપ સત્ય માનો છો કે નહિ ? અને આ ધર્મોના મહાન નેતાઓ માટે આપનો કેવો ભાવ છે ?

તા૦ ૧૭-૨-૨૪.

લી૦ જીજ્ઞાસુ.

## ભારત વર્ષના આર્ય સમાજીઓને ચેલેંજ રૂ. ૭૬૦૦ નું જબરદસ્ત ઇનામ !

આર્ય સમાજીઓ વેદ પ્રચાર વેદ પ્રચારના મોટા રાગડા તાણે છે તેથી વેદથી અજ્ઞાન હીન્દુ ભાઇઓ તેમની જાળમાં સપડાઇ જાય છે. પરંતુ જો તેઓ વેદને જાણે તો તેઓ કદી પણ અંધારે કુવો પુરે નહિ. વેદ જાણનારા સનાતની વિદ્વાનો એ આર્ય સમાજના સિધ્ધાન્તો વેદ વિરૂધ્ધના છે એમ સંખ્યા બંધ પુસ્તકો દ્વારા સિધ્ધ કરી આપ્યું છે.

કોઇ પણ શાસ્ત્રાર્થ કે વાદ વિવાદના પ્રસંગે સમાજીસ્ટો પોતાના સિધ્ધાન્તોને વેદાનુસાર સિધ્ધ કરી શકયા નથી. શાસ્ત્રાર્થ પ્રસંગે પોતે ગાહ્ય કરેલા વિવાદના નીંદાને પાત્ર ધોરણ પ્રમાણે લોકોને આડી અવળી વાતોમાં ગુંચવી નાખી પોતાનો હેતુ પાર પાડવા ને તેઓ મથે છે, પરંતુ તે સઘળું સઘળાઓ ઉપર પ્રકાશીત સુર્યની જેમ રોશન થઇ ગયું છે. અને તેને લઇ જે લોકો આર્ય સમાજમાં સામેલ થયા હતા અને તેના હડહડતા હિમાયતી બન્યા હતા, તેવા અનેકો તેમાંથી નીકળતા જાય છે. પરિણામે આર્ય સમાજીસ્ટોની સંખ્યા દીન પ્રતિદીન ઘસાતી ચાલી છે.

અમારા પરિચયમાં ઘણા વિદ્વાન આર્ય સમાજીઓ આવેલા છે; પરંતુ લગભગ તેઓ સઘળાઓ એમ કહેતા સંભળાયા છે કે, અમો આર્ય સમાજના સઘળા સિધાન્તોને માનતા નથી આમ છે છતાં તેઓ શા માટે પોતાને આર્ય સમાજી કહે છે? અથવા શા માટે તેની હિમાયત કરે છે? તેનું ખરૂ કારણ અમો એ જોઈ શકયા કે, તેઓ ગુરૂકુળ આદિ કેળવણીની સંસ્થાઓ સ્થાપન કરવા તથા તેને ચલાવવાને પ્રયાસ કરે છે તેથી લોકો તેમના તેવા કાર્યને પસંદગીની દ્રષ્ટિથી જોઇ તેમના પ્રત્યે લાગણી ધરાવે છે આવી લાગણી તેમના કેળવણીના પ્રયાસોને આભારી છે. કાંઇ તેમના સિદ્ધાન્તોને આભારી નથી.

કેમકે જો તેમના સિધાન્તોને આભારી હતે તો તેઓ તેના બધા સિધાન્તોને જરૂર મળતા થઇ જતે. જો આજે આર્ય સમાજીસ્ટો ગુરૂકુળાદિ કેળવણીની સંસ્થાઓ બંધ કરે (અમો તેવું હરગીજ ચાહતા નથી.) તો હમો ખાત્રી પુર્વક કહીએ છીએ કે, તેમના બધા સિધાન્તોને જે અમો મળતા નથી તેવુ કહેનારા તેમને ચાહવાનું તદન બંધ કરી આપે. આથી અમો વાંચક વર્ગને એટલુંજ જણાવવા માંગીએ છીએ કે, તેમના કેળવણી પ્રત્યેના પ્રયાસને આર્ય સમાજના સિધાન્તો સાથે કાંઇપણ લાગતું વળગતું નથી. તેવા પ્રયાસો તો દરેક ધર્મના લોકો કરી શકે છે અને કરે છે. માટે તેવા તેના ચાહકોએ તેમના કેળવણીના પ્રયાસોને પસંદ કરવા અને તેમા સહાયતા આપવી. પરંતુ સાથે હિમ્મતથી તેમના જે જે સિધાન્તો તેમને વેદ વિરૂધ્ધના જણાય તે તેમને જણાવી આપવાં જોઇએ; કે જેથી તેમના બધાં સિધાન્તોને અમો મળતા થતા નથી એમ કહેવાનો અવકાશ રહે નહિ.

આર્ય સમાજી ભાઇઓ પોતાના સિધ્ધાન્તોને વેદ પ્રમાણોના હજુ સિધ્ધ કરી શકયા નથી તે માટેના અનેક જીવતા જાગતા બનાવો લોકોને

યાદ છે અમો માત્ર અજમેરવાળા ગૌરીશંકર શિવશંકર શુક્લની તા. ૨૯-૧-૧૬ની રૂ ૭૬૮૦ની ભારત વર્ષના આર્ય સમાજીઓને ચેલેન્જવાળી ઇનામી જાહેરાત નીચે પ્રખ્યાત "ગુજરાતી" પત્રના તા. ૬ ફેબ્રુઆરી ૧૯૧૬ના અંકમાંથી સદાબરી નીચે ઉતારી લઇ આર્ય સમાજી ભાઇઓને આડી તેડી બાબતો તરફ દોરાઇ જવા કરતાં તે જીતી લેવાને ભલામણ કરીએ છીએ. કે જેથી સામાન્ય હીન્દુ સમાજના મનનું સમાધાન થઇ જાય. દીલગીરીની વાત છે કે વેદ પ્રચારના મોટા રાગડા તાણનારા આર્ય સમાજીસ્ટો તે પ્રત્યે કાનમાં પુંમડાં નાખી દીગમુઢ બની કેમ બેશી ગયા હશે? તે ઇનામી જાહેરાત નીચે આંપી તે છે.

મજકુર લેખ "બ્રાહ્મણ સર્વસ્વ" નામક હિન્દી માસિકના પોષ માસ સંવત ૧૯૭૨ ના અંકના બારમા ભાગના પૃષ્ટ ૫૫૨ થી ૫૫૫ સુધી હિન્દીમાં છપાએલો છે. તેનુ ગુજરાતી ભાષાન્તર નીચે મુજબ છે:—

આપણે બરાબર જોઇએ છીએ કે, ધણા આર્ય સમાજી મતાનુયાયીઓ સ્વામી દયાનંદ સરસ્વતીના બનાવેલ "સત્યાર્થ પ્રકાશ" નામક પુસ્તકને વેદ વાકય સમજીને સનાતન ધર્મ ઉપર મિથ્યા અપવાદો લગાડયા કરે છે, તેટલા માટે આપણા સનાતન ધર્મના પરમ પુજ્ય વિદ્વાન મહાનુભાવોએ આર્ય સમાજના વિદ્વાનોને ચેલેંજ આપેલ છે અને આપણા સનાતન ધર્માભિલાષી વિદ્વાનોએ સિધ્ધ કરી બતાવ્યું છે કે, જે જે અપવાદો સ્વામી દયાનંદ કૃત 'સત્યાર્થ પ્રકાશ" માં આપણા ગ્રંથોના વિષયમાં છે તે બધાં જુઠાં છે પહેલાં લોકોને એ ખબર નહોતી કે, "સત્યાર્થ પ્રકાશ" નામક પુસ્તકમાં આ પ્રમાણે જુઠી જુઠી વાતો લખીને સનાતન ધર્માવલંબીઓની ખોટી નીંદા કરી હશે, પરંતુ હમણા તે બધું પોગળ ખુલ્લું પડી ગયું છે; તેટલા માટે છોંતેરસો રૂપીઆ ઇનામ તરીકે રાખીને દેશના વિદ્વાન લોકોએ આર્ય સમાજીઓને પ્રશ્ન પુછેલ છે. હવે આર્ય સમાજીઓને એ ધટિત છે કે, તેમણે કાં તો સનાતન ધર્મના વિદ્વાનોને મજકુર પ્રશ્નોના જવાબ આપીને પરાજિત કરવા અને ચોકકસ કરેલાં ઇનામો મેળવવાં, નહીં તો જે જે સમુદાયની તેમણે નીંદા કરી છે તેની માફી માગીને સંતુષ્ટ કરવાની ગોઠવણ કરવી અને પોતાના ગ્રંથો જેમાં એવાં મિથ્યા લખાણ હોય તે કાઢી નાખવાં અને પ્લેટફોર્મ ઉપર કદી પણ અંદર અંદર વિરોધ ફેલાવવાવાળાં તથા અમારા ભાઇઓની નીંદા કરવાવાળાં વ્યાખ્યાન ન આપવાં. કદાચ તેઓ ઉપર જણાવેલી એ બાબતોમાં કાંઇ પણ ધ્યાન નહિં આપે તો તમામ લોક

આ નોટીસને વાંચીને આર્ય સમાજી લોકોના મિથ્યાપવાદોને બીલકુલ ખોટા સમજશે અને પછી ફરીથી આગળ ઉપર કોઇ પણ પ્રકારને। નિર્ણય શાસ્ત્રાર્થદ્વારા કરાવવાની આવશ્યકતા રહેશે નહીં.

## ૧ લું ઇનામ રૂ. ૫૦૦૦—જીવતાંઓનું શ્રાધ!

શ્રી ભારતધર્મ મહામંડળના મહામહોપદેશક વાણી ભુષણ શ્રીયુત પંડિત નંદકિશોરજી શુકલ જાહેર કર્યું છે કે, જો કોઇ પણ આર્ય સમાજી વેદમાં જીવતાં પિતૃઓનાંજ શ્રાધ્ધ કરવાં એ ધર્મ છે, એમ બતાવી આપશે તો અમો ૫૦૦૦ રૂપીઆ ઇનામના આપીશું. મજકુર ઇનામની શરતો વાણીભુષણ પંનંદકિશોરજી શુકલ ગામ ટેઢા જીલ્લા ઉન્નાવ, એ સરનામે લખવાથી જાણી શકાશે.

## ૨ જું ઇનામ રૂ. ૨૦૦૦—વેદમાં વિધવા વિવાહની કુરીતિ!

ઇટાવાના બ્રહ્મદેવ શર્મા મિશ્ર પોતાના બનાવેલા "વિધવા વિવાહ નિષેધ" નામક પુસ્તકમાં લખે છે કે, અધોગતિએ પહોચાડનારૂં વિધવા વિવાહ સમાન બીજું કોઇ પાપ નથી. તો જે કોઇ વિધવા વિવાહના હીમાયતી એમ સાબીત કરી આપશે કે, વેદાદિ શાસ્ત્રોમાં આ કુરીતિનું વર્ણન છે. અને અમારા મજકુર પુસ્તકનાં પ્રમાણોનું જે ખંડન કરશે તેને ૨૦૦૦ રૂપીઆ ઇનામના આપવામાં આવશે. ઇનામના રૂપીઆ શાસ્ત્રાર્થના નિયમના પ્રમાણો અપાશે તે પહેલાં કોઇ યોગ્ય પુરૂષની પાસે જમા કરવામાં આવશે વિશેષ ખુલાસો પંડિતજીને ઉપરને સરનામે પત્ર લખવાથી મળી શકશે.

## ૩ જું ઇનામ રૂ. ૩૦૦-દસ પ્રશ્નો.

પંડિત રામચંદ્ર શર્મા ગુજરાનવાલા એક નોટીસદ્વારા જણાવે છે કે, અમારા દસ પ્રશ્નોનો શાસ્ત્રાર્થ કરી જે કોઇ આર્ય સમાજી ઉત્તર આપી શકશે, તેને અમ ૩૦૦ રૂપીઆ ઇનામ આપીશું. આ વિષયમાં વધુ ખબર પંડિતજીની નોટીસ વાંચવાથી તથા તેને પત્ર લખી પુછાવવાથી માલમ પડશે.

## ૪ થું ઇનામ રૂ ૨૦૦-સત્યાર્થ પ્રકાશ અને ભાગવત.

વિદ્યાવારિધિ પંડિત જવાલાપ્રસાદજી મિશ્ર મહામહોપદેશક જણાવે છે કે, દયાનંદ સરસ્વતી કૃત "આપ્તતા" નામક પુસ્તકમાં છપાવ્યું છે

કે, "સત્યાર્થ પ્રકાશ"માં અમુક વાકય શ્રીમદ્‌ભાગવતનાં છે. શ્રીમદ ભાગવતમાં મજકુર શ્લોકો નથી. સ્વામીજીએ ખોટું લખ્યું છે ! ! જો કોઇ સમજી તે બંને વાકય શ્રીમદ ભાગવતમાં છે એમ બતાવી આપે તો, દરેકને માટે સો સો રૂપીઆ એટલે કે, કુલ્લે બસો રૂપીઆ ઇનામ આપીશું. બીજી જે કાંઇ શરતો કરવી કરાવવી હોય તો પંડિતજીને ઉપરને નામે મુરાદાબાદ પત્ર વહેવાર કરવો.

## ૫ મું ઇનામ રૂ. ૧૦૦–પુરાણોનું કલંક.

શ્રીમાન પંડિત કાલુરામ શાસ્ત્રી પોતાના બનાવેલા 'પુરાણ કલંકાભાસ માર્જન' નામક પુસ્તકમા લખે છે કે, જે સમાજી વેદમાં એક બાબત છે અને તે પુરાણમાં નથી એવું કલંક સિધ્ધ કરી આપશે, તેને રૂપીઆ ૧૦૦ ઇનામ આપીશું. વધારે શરતો વગેરે માટે પત્ર વ્યવહાર કરી ખુલાસો મેળવવો.

## ૬ ઠું ઇનામ દર વરસે રૂ. ૫)

શ્રીમાન કર્તા કૃષ્ણ દ્વિવેદી રકાબગંજ લખનૌ સમાજને ચેલેંજ આપી જણાવે છે કે, જે સમાજી આગળ કહેલાં ઇનામો મેળવશે તેને અમે દર વરસે ૫ રૂપીઆ લેખે ઇનામ તરીકે આપીશું.

## ૭ મું ઇનામ મનમાન્યું.

મહોપદેશક શ્રીમાન પંડિત જગદંબાપ્રસાદ મિશ્ર શ્રીકુમાર સનાતન ધર્મ સભા કાનપુર, નોટીસદ્વારા જણાવે છે કે, નીચે લખેલી સાત સરતો જે કોઇ સમાજી સિધ્ધ કરી આપશે તેના અમો શિષ્ય થઇશું અને તેને મન માની દક્ષિણા પણ આપીશું. માટે જેને શાસ્ત્રાર્થ કરવો હોય તે બધા નિયમોનો સ્પષ્ટપણે ખુલાસો કરે. જો આમાં પણ આર્ય સમાજીઓ ચુપચાપ બેસી રહેશે તો ફરી કુતરાની પેઠે ડાંઉ ડાંઉ કરે છે, અને ખાલી ઠેકડી કરાવે છે, એના સિવાય બીજું શું સમજવું? શરતો નીચે મુજબ છે.

૧ શું કોઇ વેદમાં મૃતક શ્રાધ્ધ નથી? અથવા (અગ્નિષ્વાત્તા) પદનો અર્થ મંત્રથી અગ્નિ પ્રગટ થાય છે, એમ સિધ્ધ કરી શકશે?

૨ વેદમાં અવતાર નથી, એમ કોઈ સાબીત કરી આપશે?

૩ કોઇ વિદ્વાન વેદમાં મુર્તીપુજનના ખંડનનું પ્રમાણ આપી શકશે?

૪ ઇશ્વર નિરાકાર છે અને સાકાર નથી એમ કોઇ સિધ્ધ કરી શકશે?

૫ સધસ્થે પદનો અર્થ 'સમાન સ્થાન શય્યાપર' એવા ખોટા અર્થ માટે કોઇ કોષ યા વ્યાકરણનું પ્રમાણ આપી શકશે ?

૬ નારદજી એકજ દેહમાં દાસીના પુત્રમાંથી મુનિ થઇ ગયા અથવા વાલ્મીકજી પહેલાં ચાંડાલ હતા અને પછી બ્રાહ્મણ થયા, એમ બતાવી શકશે ?

૭ દયાનંદ કઈ જ્ઞાતિના, કોના પુત્ર હતા વગેરે બરાબર પ્રમાણસર બતાવી શકશે ?

મહોપદેશક શ્રીમાન પંડિત જગદંબા પ્રસાદ મિશ્ર હિતૈષી સંરક્ષક શ્રીકુમાર સનાતન ધર્મસભા કાનપુર.

અજમેર,
તા૦ ૨૯-૧-૧૬
શનીવાર

ગૌરિશંકર શિવશંકર શુકલ.



# ચૅલેંજ.

## શ્રદ્ધાનંદ સંન્યાસીને.



### અંજુમને તબલીગે ઇસ્લામ રાંદેર તરફથી.

## વેદોની ટુંક પરીક્ષા.

આર્ય સમાજના જૂના, ખ્યાતિ પામેલા પંડિત મુનશીરામજી જેઓ હાલમાં સન્યાસી શ્રદ્ધાનંદને નામે ઓળખાય છે અને ૭૦ સ૦ ૧૯૨૨ના ડિસેંબર મહિનાથી હિંદુઓના અને મુખ્યત્વે કરીને આર્યસમાજના હિંદુ પબ્લિક તરફથી આગેવાનીનો અને ઇસ્લામી ધર્મના ખોટારાના વ્યાખ્યાનો આપી મુસલમાનોને મોનાઝિરામાં કચડી નાંખવાનો જેઓએ ખાસ બીડો ઝડપ્યો છે તેઓના હાલના ગુજરાત પ્રાંતના પ્રવાસમાં જે

ઇ૦ સ૦ ૧૯૨૪ના ફેબરઆરી માસની ૧૯મી તારીખથી શરૂ થઇ માર્ચ મહિનાની ૭મી તારીખે સમાપ્ત થાય છે. ( જુઓ સાંજવર્ત્તમાન તા૦ ૧૫–૨–૨૪ પા૦ ૧૧ ) કેટલાક શેહરોના ઇસલામી આગેવાનો તરફથી અમુક અમુક વિષય વેદોથી સાબેત કરવાને તેઓને ચૅલેંજ દેવામાં આવ્યો છે માટે એવી સોનેરી તકને નહીં ગુમાવતાં હું મારી **અન્જુમને તબ-લીગે ઇસ્લામ રાંદેર** તરફથી પણ સંન્યાસીજી મજકુરને ચૅલેંજ આપું છું કે મજકુર આખી મુદતમા ગુજરાતના ગમે તે શેહેરમાં જ્યાં આપનું મનોરંજક ભાષણ થવાનુ હોય ત્યાં નીચે લખેલા સાત સવાલોના ચોકસ સપષ્ટ ઉત્તરો સાથે નીચે લખેલી નિતી વિગેરેની, બાબતો જે અમારા **કલામુલ્લાહિલ કદીમ** (કુર્આન શરીફ માં મૌજૂદ છે તે બાબતોને તમારા માનવા પ્રમાણે ઇશ્વર પ્રેરિત ચાર વેદોમા કયા વેદના કયા અધ્યાય, કયા અનુવાક, કયા પ્રપાટકના કયા મંત્રમાં કઈ રીતે ઇશ્વરે ફરમાવેલી છે. તેનું વર્ણન આપી કયા શહેરના કઈ તારીખના આપના ભાષણમા આપે તેનું વર્ણન કીધુ ત છપાવી પ્રગટ કરશો.

પણ એવી શરતે કે પડિત દયાનંદ સરસ્વતિજીએ વેદ મત્રોના જે અર્થ કીધા છે તે અનર્થ હોવા જોઇએ નહીં. કારણ કે રાવલપિં-ડીના વાર્ષિક મેળાવડામાં તમે પોતે સ્વામી નિત્યાનંદને કહ્યું હતું કે ગુરુ-કુલના ૧૫ વર્ષના વિદ્યાર્થીઓ પણ સત્યાર્થ પ્રકાશમા આપેલા મંત્રોના અર્થોમાં દયાનદજીની ભૂલો કાઢે છે (તોહફએ આર્ય સમાજ ભાગ ૧ પા૦ ૧૬ અને ૬૩). માસ્ટર આત્મારામ અમરિતસરી હાલ વડોદરા સ્ટેટના એજ્યુકેશનલ ઇન્સપેકટરે ગુરુકુલ કાંગડીના હેડ પંડિતને કહ્યું હતુ કે વેદ મત્રોના જે અર્થ સ્વામી (દયાનદ સરસ્વતી)જીએ કીધેલા છે તે (માત્ર) અંગ્રેજી ભણેલાઓને ફાંદામાં લેવા માટેના છે. વિદ્વાનોને માનવાને યોગ્ય નથી (જુઓ આર્ય પત્ર હિતકારી તા૦ ૨૪=૧૧–૧૯૦૫). બીજું કારણ એ કે જયારે પડિત દયાનંદ સરસ્વતીએ પોતાના વેદભાષ્ય પંજાબ ગવ-ર્નમેંટને ત્યાંના એજ્યુકેશનલ ડિપાર્ટમેટના કોર્સમાં દાખલ કરવાને મોક-લ્યા ત્યારે પંજાબ ગવર્નમંટે હિદુ રિલીજીયલ સાનેટના અભિપ્રાય તેને માટે મગાવ્યો ત્યારે પંડિત ગોરપરશાદ હેડ પંડિત ઓરીયેંટલ કોલેજ લાહોર, પડિત રખીગણેશ સેકડ ટીચર કોલેજ મજકુર, મિસ્ટર ટાની એમ૦ એ૦ પ્રીનસિપાલ પ્રેસિડન્સી હિદુ કોલેજ કલકતા. મિસ્ટર જ્રીફ ગ્રિફથ એમ૦ અ૦ પ્રિન્સપાલ હિદુ કાલેજ બનારસ, અને ચારે વેદોના ભાષાંત્તર કર્તા વિગેરે એ એકેમતે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો કે

**"દયાનંદજીનો મનઘડંત (કલ્પિત) તર્જુમો વેદોનો તર્જુમો નથી. પણ દયાનદે નવા વેદો બનાવ્યા છે."** તેથી કરીને **પં**જાબ ગવર્નમેંટે પંડિત **દ**યાનંદની દરખાસ્તને રદ કરી દીધી. (જુઓ **દેવ સ**માજ **લા**હોર તરફથી ખાસ એ બાબત માટે પ્રગટ થયલો પેમફ્લેટ), એટલાજ માટે કોઇ સનાતની પંડિત અથવા યુરોપીઅન વિદ્વાનના કીધેલા મંત્રોના તર્જુમાને તમારે પબ્લિક આગળ રજુ કરવો પડશે.

## સવાલો.

(૧) આર્યસમાજીઓના માનવા પ્રમાણે જ્યારે ઇશ્ર અનાદિ છે, આત્મા અનાદિ છે, માદ્દો (જડ પદાર્થ) અનાદિ છે અને તરકીબ (મિશ્રણ) અનાદિ છે ત્યારે સઘળા પદાર્થો જે તે મિશ્રણથી જાહેર થયા છે. તે સઘળા અનાદિ (કદીમ) કેમ નહી માનવામાં આવે ? જો પદાર્થો વિનાશી (ફાની) મનાય તો મજકુર અનાદિ વસ્તુઓ કેમ વિનાશી નહીં માનવામાં આવે ? એ માટે વેદ મંત્રો શો ખોલાસો આપે છે ?

(૨) તમારા માનવા પ્રમાણે જ્યારે આત્મા અને જડ પદાર્થનો ઉતપન્ન કરનાર કોઇ નથી ત્યારે તે બે વસ્તુ કરતાં ઇશ્વરને વેદો શ્રેષ્ઠ કેવી રીતે ગણે છે ?

(૩) દરેક વસ્તુને ઝાત (વ્યકિત) અને ગુણો હોય છે ત્યારે વેદોની રૂએ ઇશ્વરની (વ્યકિત) ઝાત શું છે અને ગુણો કયા છે.

(૪) વેદિક પુનર્જન્મ (તનાસુખ) સાબેત કરે છે કે આવાગવન ચક્ર કદિ પુરો થશેજ નહીં. જો સારાં કામો કરશો તો સારો જન્મ મળશે, અને ભુંડાં કૃત્યથી ખરાબ જન્મ પ્રાપ્ત થશે; તો એમાં મનુષ્યજાતિ માટે વેદમંત્રો કઇ આશાની, અને પરમેશ્વરનું દયાળુ કૃપાળુ હોવું કઇ બાંબતમાં બાકી રહી ગયલું સાબેત કરી શકે છે ?

(૫) આર્યસમાજની એક શ્રધ્ધા એવી છે કે પ્રલય (એટલે આ દુનિઆ એક વખત જરૂર ફના) થશે. એને માટે વેદમાં કયા કયા મંત્રો છે ? દુનિયા કયારે ફના થશે શું બધા સારા નરસા માણસો તદન સદાચરણી થશે ત્યારે કે તે અગાઉ ? એ બાબતનો ખોલાસો કરનારા વેદમંત્રો કયા કયા છે ? જો નરસા માણસો હજી બાકી હશે અને પ્રલય થશે તો ગુનેહગારોને સજા મળવા પેહલાં પ્રલય થવાથી પરમેશ્વરના અદલ ઇન્સાફમાં નુકશાની આવશે અને જો બધા સારાજ માણસો થયા પછી થશે તો

બધાની મુક્તિ થયલી સાબેત થઇ ગઈ. હવે જ્યારે નવેસરથી દુનિઆનો આરંભ થશે તે વખતે વેદોની પ્રેરણા (ઇલ્હામ) કરવા માટે માત્ર ચાર ઋષિઓની ચુંટણી કયે પ્રકારે પરમેશ્વરથી થઇ શકશે કારણ કે તે વખતના સઘળા માણસો એકજ પંકિત (દરજ્જા)ના હશે. તેઓ સઘળામાંથી માત્ર ચાર જણાઓનેજ ચુંટવાથી પરમેશ્વર જાલેમ અને બીજાઓનો હક માર નાર ઠરે છે. વાસ્તે એ ચુંટણી માટે વેદ મંત્રો એ મજકુર આક્ષેપથી હાલની દુનિઆ અને હવે પછીની પ્રલય થયા પછીની દુનિયામાં પરમેશ્વરને કેવી રીતે બચાવ્યો છે તે જણાવશો.

(૬) એકજ વખતમાં એકજ જગ્યાએ વેદોનો ઇલ્હામ કરવા માટે એકજ ઋષિ બસ છે. તેના બદલામાં ચાર ઋષિઓ પર જુદા જુદા ચાર વેદો ઉતારવાનું કારણ વેદોએ શો જણાવેલો છે?

(૭) સૃષ્ટિની શરૂઆતમાં મનુષ્ય જાતિજ ફકત પેદા કરવામાં આવી અથવા તેઓની ઉત્પત્તી સાથે જનાવરો અને ઝાડો જડીબુટી પણ પેદા કરવામાં આવ્યાં હતાં? એનો ખોલાસો કયા વેદ મંત્રમાં છે? જો જનાવરો, વૃક્ષો (ઝાડ), જડીબુટી પણ હતાં તો પ્રલયની હાલતમાં તેઓથી એવો કયો ગુન્હો જાહેર થયો કે જેની સજામાં તેઓ આ ભોગ જુનીમાં પકડાયા? જો ફકત મનુષ્યોજ હતા તો જે જે કામોમાં જનાવરો, ઝાડો અને જડીબુટીની માણસને જરૂર પડે છે તે બધાં કામો તેઓ શું માણસ જાતિથીજ લેતા હતા? એટલે બળદ, ઘોડા, ખચ્ચર, ગધેડાને ઠેકાણે એક માણસ બીજા માણસને કામે લગાડતો હતો? અને સુખડને ઠેકાણે માણસને ઘસીને માથે ચોપડતા હતા? અને જડીબુટીની ફાકીને ઠેકાણે માણસને સુકવી ખાંડી લઇ તેની ફાકી ફાકતા હતા? જો એ કંઇજ નહીં કરતા હતા. તો બિચારાઓ સખત ઇજાઓ ભોગવતા હશે. એ ઇજાઓ તેઓના કયા દુરાચરણો (બદકારીયો)ને લીધે તે વખતે પરમેશ્વરે નાંખી હતી? એ ગુંચવણને વેદમંત્રો કેવી રીતે દૂર કરે છે?

## કુર્આને મજીદ અને વેદોની તુલના

આપ જાણો છો કે દરેક ધર્મની સત્યતા ( સદાકત અને હકકાનીયત)નો આધાર તેના સદાચરણોના શિક્ષણ (તઅલીમ) પર છે. જો તેના શિક્ષણથી દુનિઆમાં માણસ સદાચરણી બનશે તોજ તે મુકિત મેળવી શકશે, એટલે ભકિતની રીત, કરવાનાં અને નહીં કરવાનાં કામો, સારાં કામો કરવાનો સારો બદલો અને દુષ્ટ કૃત્યોની સજાનો ખોલાસો જે ઇશ્વરી

કૃત મનાતા ગ્રંથમાં સ્પષ્ટ રીતે અને સાર્વજનિક અને દરેક કાળાનુસાર સંપુર્ણ હોઇ સર્વોપયોગી રીતે અને મનન કરવા યોગ્ય રીતે વર્ણેલા હશે તેજ શિક્ષણ પોતે એ વાતની ગવાહી આપશે કે બેશક આ ઇશ્વરપ્રેરિત [મુનઝઝલ મિનલ્લાહ] કિતાબ કે ગ્રંથ છે.

(૧) તૌહીદ એટલે ખોદાપાકની એકત્વતા (સૂરએ ઇખ્લાસ) (આયતુલ) કુર્સી).

(૨) શિર્ક એટલે ખોદાપાકની ઝાત, ગુણો અને કામોમાં કોઇને ભાગિયો ઠેરવવાની મનાઇ (સૂરએ નિસા રુકૂઅ ૬ ઠ્ઠો) (લુકમાન ૨ જો.)

(૩) અભિમાન રાખવાની મનાઇ (સૂરએ લુકમાન રુકૂઅ ૨ જો).

(૪) મા બાપની નાફરમાની કરવાની મનાઇ ( સૂરએ લુકમાન, ૨ જો રુકૂઅ).

(૫) વ્યભિચાર (ઝિના) કરવાની મનાઇ
(૬) યોગ્યકારણ વગર કતલ કરવાની મનાઇ } (બનીઇસ્રાઈલ રુકૂઅ ૩ જો).

(૭) પારકાનો માલ ખાઇ જવાની મનાઇ (નીસા રુકૂઅ ૫ મો).

(૮) દારૂ પીવાની મનાઇ
(૯) જુવો રમવાની મનાઇ } (સૂરએ બકર ૧૨ મો રુકૂઅ ૨ જો)

(૧૦) નિંદા (ગીબત) કરવાની મનાઇ (સૂરએ હોજોરાત રુકૂઅ ૨જો)

(૧૧) જુલ્મ કરવાની મનાઇ (નિસા ૫ મો રુકૂઅ).

(૧૨) ચોરી કરવાની મનાઇ (માએદઃ-રુકૂઅ-૬)

(૧૩) કઇ કઇ વસ્તુઓની ખાવા પીવાની મનાઇ છે (સૂરએ બકર ૧૨ મો રુકૂઅ. માએદઃ ૧ લો).

(૧૪) કુંટીબી સ્ત્રીઓમાં કયું સગપણ ધરાવનારી સ્ત્રી સાથે માણસ પરણી શકતો નથી (સૂરએ નિસા ૩ જો રુકૂઅ).

(૧૫) પોતીકી દીકરી અને સગી બેન સાથે વિવાહ કરવાની ખુલ્લા શબ્દોમાં મનાઇ (નિસા ૩ જો રુકૂઅ).

(૧૬) કુદરતી દેખાવોમાં કઇ કઇ દલીલો એવી છે. જેને જોઇને ઇશ્વરની હસ્તી અને તેના સર્વ શક્તિમાન હોવાનો માણસને જ્ઞાન થાય (સૂરએ રૂમ રુકૂઅ ૨).

(૧૭) ઇશ્વરી કૃત અથવા ઇશ્વરી પ્રેરિત ગ્રંથ જે મહાન પુરુષ પર ઉતારવામાં આવ્યો તેનું નામ અને તેનાં ગુણો ( સૂરએ મોહંમદ રુકૂઅ ૧-ફતેહ રુકૂઅ ૧)

(૧૮) ઇશ્વરી પ્રેરિત ગ્રંથ જેવો ગ્રંથ કોઇ પણ વ્યક્તિ પછી મનુષ્યજાતિમાંથી હોય કે કોઇ બીજી જાતિમાંથી બનાવી શકતી નથી અગર જો તેઓ એ માટે એકઠા થઇને કોશિશ કરે. (બની ઇસ્રાઇલ ૧૦ મો રુકૂઅ).

જેવી રીતે મજકુર બાબતો માટે કુર્આને શરીફમાં ખુલ્લા શબ્દો છે તેવાજ ખુલ્લા શબ્દોમાં તે બાબતો માટે વેદોમાં કયા મંત્રો છે? જેમ અમે મુસલમાનો કુર્આને શરીફ વગર ઇસલામી દીનની કોઇ પણ કિતાબને ઇશ્વરી કૃત કે પ્રેરિત માનતા નથી. તેવીજ રીતે આર્યસમાજિષ્ઠો ચાર વેદો સિવાય બીજા કોઇ પણ હિંદુ ધર્મગ્રંથને ઇશ્વરીકૃત ગણાતા નથી. માટે ઉટપટાંગ બીજા ગ્રંથો જેવા કે બ્રાહ્મણ ભાગો સ્મૃતિઓથી જવાબ આપશો નહીં.

કદમ રખના ઝરા ઇસ્જા સંભલકર મેરે સંન્યાસી,
યે મૌકા ઇમ્તેહાંકા હય પરીક્ષા ઇસ્કો કેહતે હંય.

તા૦ ૧૮ મી ફેબ્રુઆરી ૧૯૨૪ અલમુસ્તહિર,

**મૌલવી મોહંમદ હુસૈન ઇબ્ને મૌલાના**
**હાફિઝ ઇસ્માઇલ સાહેબ મરહુમ રાંદેરી.**

# સ્વામી શ્રદ્ધાનંદની લડત.

## ગુજરાતને ચેતવણી—સંગઠનના દંભથી અંજાશો નહી.

### કુસંપ ઉભો કરીને મહાત્માજીની આંનંદી કકળાવશો નહીં.

આર્યસમાજી સ્વામી શ્રધ્ધાનંદ ગુજરાતમાં આવવાના પડઘમો વાગી રહી છે. એમનો કાર્યક્રમ બહાર પડી ગયો છે. તેઓ આપણા ગુજરાતમાં શા માટે આવે છે, તે વીષે વધુ સ્પષ્ટીકરણ કરવાની જરૂર નજ હોય.

સ્વામીજીને આપણે ઓળખીએ છીએ તેઓ એક સ્વાર્થત્યાગી છે એ વાત જાહેર છે. તેઓ સંન્યાસી થયા પછી પાછા રાજકીય આંદોલનમાં જોડાયા ત્યારથી વાંતાશી છતાં રાજકીય ક્ષેત્રમાં સારી પ્રતીષ્ટા પામ્યા છે. આમ એક રાજકીય નેતા બન્યા પછી સ્વામીજી પાછા ત્યાગવૃત્તીનો આશરો લેવાનું જાહેર કરી ચુકયા હતા. પણ આપણે જોયું કે તેમણે સારા દેશમાં

સંગઠનના દંભ નીચે નરયો કુસંપ ઉભો કર્યો છે. ઠેર ઠેર હીંદુ મુસલમાનો વચ્ચે અદેખાઇની આગના ભડકા ઉભા કર્યા છે. બંને વચ્ચે પ્રબળ ધારમીક વીદરોહ ચેતાવ્યો છે. મહાત્માજીએ સ્થાપેલું અઇકય ધુળમાં મીલાવ્યું છે.

તે દીવસો પણ આપણે જોયા હતા કે, જે દીવસોમાં મુસલમાન સ્વયંસેવકોએ બકરી ઇદને રોજ અનેક ગાયોનું રક્ષણ કર્યું હતું. મહાત્માજીને દરેક ધાર્મીક હીંદુ આને માટે કરોડો ધન્યવાદ આપતો હતો. પણ કયાં મહાત્માજી અને કયાં આ કહેવાતા સ્વામીજી ? એમની સંગઠનની ને શુધ્ધીની હીલચાલ પછી ગઇ બકરી ઇદના રોજ હજારો ગાયો કપાઇ હતી. આનું પુણ્ય (?) એ સ્વામીજીએ કેટલું ભેગું કર્યું એ તો પરમાત્માજ જાણે. પણ સ્વામીજીની જો આંખ ખુલશે તો તેઓ પોતાનાં અઘોર પગલાં માટે પ્રાયશ્ચીતની જવાળાઓમાંજ બળીને ભસ્મ થશે.

મહાત્માજીએ પહેલો સંદેશો શો આપ્યો ? એજ હીંદુ—મુસલમાન એકસંપી જે એકસંપી માટે મહાત્માજીએ પોતાની જાત ઘસી નાંખી, જે એકદીલી માટે ઉજાગરા, ભુખ, તરસ અને સખ્ત શરીરશ્રમ વેઠીને મહાત્માજીએ પોતાની કુરબાની આપી, તે એકસંપી પર કુહાડા મારનાર તરીકે આ સ્વામીજીનું નામ ઇતીહાસમાં અમર રહેશે એમાં કશી શંકા રહેતી નથી. નોકરશાહી તો સ્વામીજીનો હજારો વાર આભાર માનશે. મહાત્માજીએ એકસંપીની જે જડ જમાવીને આ નોકરશાહીને એકવાર થથરાવી મુકી હતી. તેજ જડ પર પ્રહાર કરીને સ્વામીજીએ નોકરશાહીને પાછી નાચતી કુદતી કરી મુકી છે. હજુ પણ આપણી ગુલામીનાં બંધનો તુટવાની ઘણી વાર છે એનો આ પુરાવો છે.

પણ ગુજરાત તો મહાત્માજીનું રહ્યું. અહીં સંગઠન ને શુધીના દંભે સત્તા જમાવી નથી. બોરસદના મુસલમાનોએ હીંદુ ભાઇઓના હાથમાં પોતાનો હાથ આપીને છેવટે બંને કોમોએ ઇતીહાસીક વીજય મેળવ્યો હતો. જો સ્વામીજી એક દીવસ બોરસદ ગયા હોત તો ત્યાં પણ આગના ભડકા થાત. સ્વામી શ્રધ્ધાનંદની આશાજનક હીલચાલ તરફ ગુજરાતની થોડી પણ દીલસોજી નથી. ગુજરાત શાંત છે. ગુજરાતમાં બંને કોમો સંપુરણ સંપ જાળવી રહી છે. અહી તહીંના મુઠીભર આર્યસમાજી સીવાય કોઇ પણ હીંદુ મુસલમાનો સાથે ધાર્મીક કલેશમાં પડતો નથી. ગુજરાત જાણે છે કે, મહાત્માજીએ સ્થાપેલી એકસંપી તોડી નાખવાથી તેમની આંતરડી કકલી ઉઠશે. ખચીતજ, એ વૃધ્ધ તપસ્વી દેશમાં ફેલાયલાં આ કુસંપમય વાતાવરણથી ઘણાજ દુખી થયા છે. પણ સ્વામીજીને તેની લાગણી કયાં છે ?

મહાત્માજીની લડત આધ્યાત્મી છે. એમની એકસંપી પણ ખાનદાની પર આધાર રાખે છે પણ આપણે વીદેશી કેળવણી પાછી આપણું સ્વત્વજ વીસરી ગયા છીએ, એટલે ખરા હીંદુ બનવાને બદલે ક્રીશચીયન પાદરીઓ બનવા લાગ્યા છીએ. તેમની પેઠે આપણે કરીએ છીએ. આમ કરીને આપણે હીંદુ રહીશું કે કોઇ વીચીત્ર પ્રજા બનીશું એનો નીર્ણય ઇતીહાસ કરશે.

પણ તે બાબતમાં આપણે ચેતી જવું રહ્યું સ્વામીજી ભલે ગુજરાતમાં આવે આપણે એમના આત્મભોગને વધાવીશું, પણ એમની દુષ્ટ હીલચાલોથી આપણે દુરજ નહાસવું રહ્યું. ગુજરાતના મુસલમાનો અત્યારથી ખળભળવા લાગ્યા છે. સ્વામીજી સામે ધાંધલ કરવાની વાતો થઇ રહી છે. આમ ગુજરાત કુસંપમાં ઘેરાય તેમ લાગે છે, તે વખતે દરેક હીંદુ કે મુસલમાનની ફરજ છે કે, એ વીષે મહાત્માજીની તાકીદે સલાહ લે, અને પરસ્પર કલહ કરવા તૈયાર ન બને મહાત્માજીને સ્વામીજી શ્રધ્ધાનંદની પેઠે કરતા આવડતું હતું પણ તેઓની રીતભાત ઘણીજ ઉચ્ચ છે. તેઓ કલેશ નજ કરાવે.

સંગઠન અને શુધ્ધી ઉપરાંત વળી સ્વામીજીએ એક નવુંજ ભુત પેદા કર્યું છે. આ ભુત અસ્પ્રસ્યતાનું છે આ સ્વામીજી ઢેઢભંગીઓની ફોજ લઇને કુવાઓ પર જાય છે અને મંદીરોમાં ધુસે છે. આ વર્તનને પરીણામે મારામારી થવાનું સાંભળ્યું છે. ગુજરાતમાં આ વીશે જબરી વાટાઘાટ થઇ રહી છે. જો સ્વામીજી આવા અત્યાચારો ગુજરાતમાં કરશે તો ખચીતજ રમખાણ જાગશે. સ્વામીજી મહાત્માજી પાસે જઇનેજ પછી ગુજરાતને છીનભીન કરવા આવે એમ આપણે ઇચ્છીશુ.

મહાત્માજી અસ્પ્રસ્યતાના વીરોધી છે, છતાં પણ એમણે કદી આવો જુલમ પ્રજા પર કર્યો નથી. એઓ પોતાના પ્રેમ બળથી સમજાવી રહયા છે. જો તેઓ ધારત તો કંઇનું કંઇ કરત. બધી પ્રજા તે વખતે તેમના બોલ ઝીલતી હતી. તેથી તેઓં તો આવી ધાંધલ ખુબ જોશભર ઉઠાવી શકત. પણ મહાત્માજીનો માર્ગ શાંત છે. તેઓ ચુસ્ત અહિંસક રહયા. તેમણે કદી આવા બળાત્કારો પસંદ કર્યા નથી. બળાત્કારોમાં કુસંપ છે, કલેશ છે, આપઘાત છે. સ્વામીજીના અનુયાયીઓ ગુજરાતને ખરાબ નહી કરે એવી આપણે આશા રાખીશું.

વસંતરામ હરીકૃષ્ણ શાસ્ત્રી.

મહેમદાવાદ માઘ શુદ ૧૪

(સાંજ વર્તમાન તા. ૨૧-૨-૨૪)

# શ્રધ્ધાનંદનું સરટીફિકેટ

અને

# રૂપીયા કમાવવા માટે સન્યાસી થવાની હકીકત.

## પબ્લીક ફંડના હિસાબ વિષે પુછતાં ગાળો ભાંડવી.

હમે શ્રધ્ધાનંદથી અખબારે એશિયામાં કેટલાક કોમી ફંડોના હીસાબ વિષે પુછ્યું હતું જેના જવાબમાં તેમના તરફથી તેઓના "તેજ" નામી પેપરમાં હમને ન છાજતી ગાળો ભાંડી પોતાની ખાનદાની "અને" લાયકી જાહેર કરી હતી અને જે હીસાબ આપ્યો તે શક ઉત્પન્ન કરનાર અને બનાવટી હતો જેનાથી ચોખ્ખુ સાબીત થાય છે કે શ્રધ્ધાનંદે કોમી ફંડનાં ઘણાં રૂપીઆ હોઇયાં કર્યાં છે આ જવાબોથી શ્રધ્ધાનંદની સ્વભાવીક મોત થઇ છે હવે તે તંગ આવી કેટલાક સાધનોથી હમને બદલામ કરી રહયો છે અને પોતાનાં કેટલાક શીષ્યોને હમારી વીરૂધ્ધ ઉશકેરે છે પરંતુ હું તેઓને ચેતવણી આપું છું કે આજકાલ ગદરનો ઝમાનો નથી છતાં કોઇ વખતે હમારો વાળપણ વાંકો થશે તો શ્રધ્ધાનંદ તેનાં શીષ્યો સહીત મોટા ઘરમાં નજરે પડશે.

એવી ધમકીઓ આપી તે કોમી ફંડનાં નાણા હોઇયા કરી બચાવ નથી કરી શકતો.

હવે હમો છેવટમાં પબ્લીક "ની સમક્ષ" ઉઘાડું પાડી દેખાડી આપીશું કે એ શખસ સન્યાસી શા માટે થયો,

### હકીકત એવી છે કે

સને ૧૯૦૦ માં સૌથી પહેલા આર્ય સમાજ કોલેજ પારટીવાલાઓએ શેઠ પંજાબ લાલાલજપતરાયજી અને મહાત્મા હંસરાજ એમની આગેવાનીથી એની (શ્રધ્ધાનંદ) ઉપર કોમીફંડ ખાઇ જવાનો દાવો કર્યો હતો.

મજકુર બન્ને શખસો કંઇ મામુલી માણસ નથી પણ આખી પૃથ્વી ઓળખે છે. પરંતુ એ બન્ને શખસો વીરૂધ્ધ શ્રધ્ધાનંદે ઘણી તજવીજ કરી, પરંતુ કંઇ ફાવી શકયો નહી.

સને ૧૯૦૫ ૪૦ માં કેટલાક જોખમદાર ગ્રહસ્થોએ આર્યા પ્રતી-નીધી સભા પંજાબમાં એજ શ્રધ્ધાનંદ પહેલાનાં (મુન્શીરામ)ની ઉપર બે હજારથી વધુ એક રકમ અને એક હજાર રૂપીઆની બીજી રકમ, બાબ-તમાં કોર્ટમાં કેસ કરી ગુન્હેગારના રૂપમાં ખડો કરવામાં આવ્યો હતો. અને કોર્ટમાં આ ગુનહો પણ લાગુ પાડવામ આવ્યો હતો કે ૧ આ માણસને પબલીકના કોઇ પણ ફંડો આપવાને લાયક નથી. ૨ આ માણુ-સને કોઇ પણ જોખમદારીનો ઓધ્ધો આપવાને લાયક નથી.

કારણ કે સાધારણ બાબતમા પણ એ માણસ કોઇને નુકસાન પોંહોંચાડવા તથા ખોટા આરોપ મુકવામાં તથા ગમે તેને બદલામ કરવામા પાછી પાની કરતો નથી. એ શખસ કેટલાક મહાત્માઓ ઉપર ખોટા અને ખરાબ વિશેષણોથી વર્ત્યો છે. જ્યારે મજકુર નાણા ખાઇ જવા બાબતનો કેસ ચાલ્યો હતો તે વખતે એ ગુરૂકુળ કાંકડીનો મુખ્ય અને હન્ટાત્મા હતો. અને તે વખતે એક પારટી પોતાના હાથ ઉપર કરી મુકી હતી તે વખતે તો એ પ્રમાણે કહી પોતાની જાતનો બચાવ કર્યો હતો કે તે રૂપીઆ બીજા માણસને સ્વાધીન કર્યા છે. તે સમયે તે શખસ હજારો રૂપીયાનો દેણદાર હતો તેનો કરજ વાળવાને માટે તેની કીતાબો લઇ. આર્યા કંપની કાયમ થઇ હતી પરંતુ કેટલા વરસો પછી જયારે તે રૂપીઆ વસુલ નહી થઈ શકયા અને ખુદ તેની પારટી વાલાઓની આગળ પણ ઉઘાડું પડી ગયું કે તે પંદર હજારથી વધુ રૂપીઆ એ પોતેજ ખાઇ ગયો છે જેથી તેની પારટી પણ તેનાથી વીરૂધ્ધ થઇ ગઇ.

ત્યારે તેણે ગભરાઇ જઈ પોતાની પોકળ ઉઘડની જણાઇ એક જણ સાથે એવી સલાહ મશવીરત કરી કે

ધર્મના કામોમા તો "રૂપીયાનો" હીસાબ પુછી શકે છે પરંતુ. પોલીટીકલ કામોમાં મોટી ઇઝત છે કોઇ હીસાબ કીતાબ પણ પુછતો નથી એટલા માટે હું તો પોલીટીકલ કામની શરૂઆત કરીશ અને તમો પણ મારીજ સાથે રહેશો વૈસાખ શુદ પડવો સને ૧૯૭૪ મા ગુરૂ વગર જાતેજ માથુ બોડાવી ગેરવા કપડા પહેરી પોતાનું નામ શ્રધ્ધાનંદ પોતેજ રાખી "શાસ્ત્રના કાયદાથી" વીરૂધ્ધ પણ સંન્યાસી બની ગયા અને રૂપીયા કમાવાને માટે દેહલીને વેપારી શહેર જોઇ અહીંયા પોતેજ અડડો જમાવ્યો જે મજકુર ગ્રહસ્થ સાથે સલાહ કરી હતી તેના સાથે ધોકાબાજી કરી અને આસરે રૂ૦ ૪૦૦૦ ચાર હજાર ચાંઉ કરી ગયો આ ધોકાબાજી જોઇ તે

